પ્રકાશન મણકો ૧૨

બા. બ્ર. વિદુષી

# લીલાવંતીબાઈ મહાસતીજીએ

રાજકોટ ચાતુર્માસ-સંવત ૨૦૨૦મા આપેલા વ્યાખ્યાનો

## શ્રી મૃગાપુત્રનો અધિકાર

## ભાગ બીજો



પ્રકાશક

શ્રી શામજી વેલજી વીરાણી

સ્થાનકવાસી જૈન ધાર્મિક શિક્ષણ સંઘ-રાજકોટ

વિક્રમ સંવત ૨૦૨૧ પહેલી આવૃતિ વીર સંવત ૨૪૯૦

પ્રત ૩૦૦૦

કિંમત રૂા. ૨-૦૦ (બે રૂપિયા)

પુસ્તકો મળવાનું સ્થાન

(૧) શ્રી શામજી વેલજી વીરાણી
સ્થાનકવાસી જૈનધાર્મિક શિક્ષણ સંઘ
વીરાણી પૌષધશાળા દીવાન પરા, રાજકોટ

(૨) શ્રી સ્થાનકવાસી
જૈન મોટા સંઘની ઓફિસ
ઠજુ પેલેસ રોડ રાજકોટ.

મુદ્રક
હિંમતલાલ લલ્લુભાઈ વાડ
બીપીન પ્રીન્ટરી
લલ્લુભાઇ બિલ્ડીંગ
રાજકોટ

# ભાવાંજલિ

પૂ પા બાલ બ્રહ્મચારિણી વિદુષી શ્રી લીલાવતીબાઈ મહાસતીજી આજ રાજકોટમા ચાતુર્માસ કરી રહ્યા છે તેઓશ્રીની વિદ્વતા, તર્કશકિત, જ્ઞાન ગભીરતા અને પરંપરાને શોભાવતી વ્યાખ્યાન શૈલિ માત્ર અપૂર્વ છે એમ નથી પરતુ કોઈ પણ જૈન માટે ગર્વ લેવા જેવી છે

પૂ મહાસતીશ્રીની વાણી પાછળ દર્દ તો હોય જ છે અને એ દર્દ શ્રોતાઓના હૈયાને ઝણઝણાવી જાય છે

તેમાય આ ચાતુર્માસ દરમ્યાન તેઓશ્રીએ મૃગાપુત્રના અધ્યયન પર વ્યાખ્યાન આપેલા પ્રસ્તુત ગ્રથમા ચાલુ ચાતુર્માસ દરમ્યાન આપેલા વ્યાખ્યાનોનો ક્રમબદ્ધ સગ્રહ કરાયેલો છે

ગણધર ભગવતશ્રી આર્ય સુધર્માસ્વામીએ ભગવતની વાણીને આગમ રૂપે ગુથી હતી, સૂત્ર રૂપે ગુથી હતી, એક ભવ્ય વારસા રૂપે પણ સગ્રહી હતી ભગવાન મહાવીર પરમાત્માએ જીવનના ઉત્તરકાળે પ્રકાશેલા ઉત્તરાધ્યયન સૂત્રના ઓગણીસમા અધ્યયનમા મૃગાપુત્રની વાત આવે છે એ સત્ય કથાને મહાસતીશ્રીએ પોતાની વિશિષ્ટ શૈલિ વડે પ્રસ્તુત વ્યાખ્યાન સગ્રહમા જીવનને સૌરભ આપતા, ગજરા માફક ગુથી છે

મૃગાપુત્રના અધ્યયનમા આવતા કથા પ્રસગોને મહા-

સતીશ્રીએ અધ્યાત્મભાવ વડે પોતાની મૌલિક અને જ્ઞાન ગભીર વિચારધારાથી જે રીતે વિકસાવ્યા છે અને પ્રરૂપ્યા છે તે રીત ખરેખર પ્રશસ્ય છે એટલુ જ નહિ પણ શ્રોતા અને વાચક બન્નેના હૃદયમા પ્રકાશની રેખા બિછાવે એવી તેજોમય છે

કથાનક પ્રાચીન હોવા છતા એમા રહેલાં સત્વોને સત્યો, કોઈ સમયે જૂના બની શકતા નથી. સત્વોને સત્યો સર્વ કાળે અમર અને અવિકલ જ રહે છે શ્રી મહાસતીજીએ કથાનકના હાર્દ પાછળ રહેલા સત્વોને સત્યો વ્યાખ્યાન દ્વારા ઉપસાવ્યા છે અને વર્તમાન કાળની વિષમ પરિસ્થિતિ પ્રત્યે ભારે મનોવેદના વ્યક્ત કરી છે

વર્તમાન યુગને આજ સહુ વિજ્ઞાન યુગના નામે સંબોધે છે પરતુ વર્તમાન કાળનું વાસ્તવિક દર્શન કરવા જઈએ તો એમ જ કહેવુ પડે કે ભૂતકાળમા આવો ઘોર અજ્ઞાન અને અમાનુષિ યુગ કદી નહિ આવ્યો હોય ! ભૌતિક વિજ્ઞાનની સિદ્ધિ પાછળ જો માનવતાના અને અધ્યાત્મભાવના આદર્શો ચગદાઈ જતા હોય તો એ સિદ્ધિઓ માત્ર આપણા દેશ માટે નહિ સમગ્ર માનવ જાત માટે અભિશાપ રૂપ જ પુરવાર થશે.

મહાસતીશ્રીએ માનવીના પ્રાણમા ધર્મ ભાવનાનું, કર્તવ્યનું અને સંસ્કારનૂ બળ પ્રગટે એ ઉપકારી ભાવ રાખીને પ્રસગે પ્રસગે વેધકવાણીમાં કટાક્ષ કર્યો છે આ કટાક્ષ એ જ એમની વિશિષ્ટ મૌલિકતા છે

મહાસતીશ્રીનાં આ વ્યાખ્યાન સગ્રહનુ વિવેચન કરવુ

# નમ્ર નિવેદન

પૂ. બા બ્ર. વિ લીલાવતીબાઈ મહાસતીજી સાહેબ, તેઓશ્રીના અભિયાર શિષ્યાઓ-તત્વચિંતક પૂ બા બ્ર. મુક્તાબાઈ મ, પૂ. તપસ્વી કમળાબાઈ મ, બા બ્ર. કંચનબાઈ મ, બા બ્ર રમાબાઈ મ, બા બ્ર. હીરાબાઈ મ, બા બ્ર. પ્રજ્ઞાબાઈ મ બા. બ્ર કુસુમબાઈ મ., બા બ્ર. સુશીલાબાઈ મ બા બ્ર. મધુબાઈ મ બા. બ્ર. નિમળાબાઈ મ અને નવ દીક્ષિત ભારતીબાઈ મ. સાથે સવત ૨૦૨૦નું ચાતુર્માસ રાજકોટમા કર્યું ત્યારે તેઓશ્રીએ શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯ મા અધ્યયનનો શ્રી મૃગાપુત્રનો અધિકાર વાચ્યો છે તેઓશ્રીએ ૧૧૭ વ્યાખ્યાનો ફરમાવ્યાં છે આ પૈકીના ૫૬ વ્યાખ્યાનો પ્રથમ ભાગમાં પ્રસિદ્ધ થયા છે બાકીનાં ૬૧ વ્યાખ્યાનો આ બીજા ભાગમા છપાયાં છે

૨ આ ભાગમા છપાયેલાં વ્યાખ્યાનો નો આ સાર છે મૃગાપુત્રને પૂર્વભવો જોતા સાચો વૈરાગ્ય ઉત્પન્ન થયો છે પોતાના નિજ વૈભવનુ માહાત્મ્ય આવ્યુ છે જડ-ચૈતન્યની વહેચણી વર્તે છે માતા પિતા પાસે ઉપસ્થિત થઈ, પ્રવજ્યા અગીકાર કરવાની આજ્ઞા માગે છે

માતા-પિતા કહે છે કે પુત્ર ! આવા મણિમય રત્નો વાળા મહેલો ૩૨ રમણીઓ ૩૨ બધ નાટકના ધમકાર, આ બધુ છોડી સયમ માર્ગે વિચરવુ તે ઠીક નથી માટે પ્રથમ તુ પાચ ઇન્દ્રિયોના મનુષ્ય સબધી ભોગોને ભોગવ અને

ભુક્ત ભોગી થઇને પછી તુ ચારિત્ર ધર્મને ખુશીથી અંગીકાર કરજે.

મૃગાપુત્ર વિનય પૂર્વક કહે કે આ શરીર અશુચિથી ઉત્પન્નથયેલુ, અપવિત્ર, ક્ષણભંગુર અને અનિત્ય છે અને કામભોગ કિંપાક ફળ જેવા ઝેરી છે, આ લોક જન્મ-જરા મરણથી બળી-જળી રહ્યો છે, માટે મને દીક્ષા લેવાની આજ્ઞા આપો.

મૃગાપુત્રની અડગતા જોઇ, માતાપિતા સંયમની કઠિનતા બતાવે છે. સંયમ એ મીણના દાંતે લોઢાના ચણા ચાવવા જેવો છે, તલવારની ધાર ઉપર ચાલવા જેવો છે, મેરૂ પર્વતને ત્રાજવેથી તોળવા જેવો છે, ઉપરાત સાધુ માર્ગના પરિસહો બતાવ્યા

પલંગ તળાઇએ પોઢતોજી, કરવા ભૂમિ-સંથાર;
કનક કચોળાં છાંડવાજી, કાચલિયે વ્યવહાર,
રે જાયા ! તુજ વિણ ઘડીરે છ માસ.

માતા-પિતાના વચનો સાભળીને મૃગાપુત્ર વિનયપૂર્વક કહે છે. જે જીવો પોતાની શાતા માટે, માન-કષાય પોષવા માટે, મહાઆરંભ-મહા પરિગ્રહ કરી, ત્રસ-સ્થાવર જીવોની ક્રૂર પણે ઘાત કરી, વજ્ર જેવા પાપ બાધી, ઉપરથી પોરસ કરે છે, ભોગરૂપી કાદવમા રચ્યાપચ્યા રહે છે, તેઓ ભાવનરક આહી જ ખડુ કરે છે. ત્યાર પછી તેઓ દ્રવ્યનરકમા જાય છે ત્યા ૧૦ પ્રકારની ક્ષેત્ર વેદનાઓ સહન કરે છે ઉપરાત પરમાધામી દેવો આ જીવોના આગલા કર્મો યાદ કરાવી કરાવીને, કેવી ભયંકર વેદનાઓ આપે છે તેનુ સ્વ સંવેદન કરેલા દુ ખોનુ આબેહુબ વર્ણન કર્યું અને આવી અસહય વેદનાઓ એક-

વાર નહિ પણ અનતીવાર આપે તથા મે ભોગવી છે વળી જ્ઞાનની ઉત્કૃષ્ટ વિરાધના કરનારા જીવો નિગોદમા જાય છે જ્યાનું દુખ અનોખુ જ છે ત્યા તો એક જ શરીરમા અનતા જીવો રહે છે આ બધુ જોતા હે માતા! સયમમાગનું દુખ કોઈ વિસાતમા જ નથી. જેઓ સયમ માગમા દુખ માને છે તેઓ કાયર છે શૂર, વીર અને ધીર પુરુષ સયમ માગે દુખ માનતો નથી

માતાએ જોયુ કે પુત્ર સયમ માગે પૂરા રગાઇ ગયા છે એટલે કહ્યુ કે તારી તીવ્ર ઇચ્છા સયમ લેવાની છે તો તને જેમ સુખ ઉપજે તેમ કર પણ સયમી બન્યા પછી, દેહ ઉપર દદના ઝઝાવાતો આવશે, આકુળતા–વ્યાકુળતા થશે ત્યારે નિવદ્ય ઔષધી ક્યાથી મળશે? કોણ તારી વયાવચ્ચ કરશે?

આ સાભળી મૃગાપુત્ર કહે છે

'સો બેઇ અમ્માપિયરો

કેટલો વિનય? માતાના વચનોને ઉથાપતા નથી. માતા બોલે ત્યા સુધી વચ્ચે બોલતા પણ નથી, તેઓ બોલી રહ્યા પછી કહે છે માતા! આપ કહો છો તે સત્ય છે તહત પ્રમાણ છે પણ અરણ્યમા વિચરતા મૃગલાં માંદા પડે છે ત્યારે તેની દવા કોણ કરે છે કોણ તેને શાતા પૂછે છે?

હું અરણ્યમૃગની પેઠે વિચરીશ, મૃગચર્યા કરીશ

વનમા રહે છે મૃગલા જી કોણ કરે તેની સભાળ
વનમૃગની રે વિચરશુ જી એકલડા નિરધાર
હો માવડી! હવે રાખેલી રે જાય!

પુત્રના દૃઢ વૈરાગ્યને જોઈ માતા-પિતાનાં હૃદય

પીગળી ગયા અને દીક્ષા લેવાની આજ્ઞા આપી અને મૃગાપુત્રે રાજપાટ, ઋદ્ધિ-સિદ્ધિ સગા-સ્નેહીઓને-કપડા ઉપર લાગેલી ધૂળની માફક ખખેરી નાખ્યા પચમૂષ્ઠિલોચ કરી, દીક્ષાપાઠ ભણી, પચ મહાવ્રત અગીકાર કર્યા આઠ પ્રવચન માતાને ખોળે બેઠા. છેલ્લો ભવ છે, કર્મનુ બધુ દેણુ પતાવી નાખવુ છે અસગ દશા ધારણ કરી, સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધના કરી સ્વ-સ્વરૂપમા ઝીલી, ઘણા વર્ષોની પ્રવ્રજ્યા પાળી, અનત ભવોના કર્મોને તોડી નાખી, ક્ષાયક ભાવ, ક્ષપક શ્રેણી, કેવળ જ્ઞાન પ્રગટ કરી લીધુ એક માસનો સથારો કરી, સિદ્ધ દશાને વરી ગયા.

૩ આ વ્યાખ્યાનોના સશોધન કાર્યમા શ્રી ગુલાબચદભાઈ પાનાચદભાઈ મહેતાએ અને પ્રૂફો તપાસવામા શ્રી લક્ષ્મીચદભાઇ જુઠાભાઈ કોઠારીએ ખૂબ સહકાર આપ્યો છે તે બદલ તેઓનો આભાર માનુ છુ

૪ આ પુસ્તકની પડતર કિમત અને બે રૂપિયાથી વેચાણ કિંમત વચ્ચેની ખૂટતી રકમ શેઠ શ્રી રામજીભાઈ શામજીભાઈ વીરાણી ટ્રસ્ટે આપવાની જે ઉદારતા બતાવી છે, તેની સહર્ષ સાભાર નોધ લેવામા આવે છે.

૫. આ વ્યાખ્યાનોનુ અવતરણ કરવામા કે પ્રૂફો તપાસવાંમા જે ક્ષતિઓ રહી જવા પામી હોય તે અમારી માની, વાચક વર્ગ અમને ક્ષમા આપશે એ વિનતી છે

પોષ સુદિ પૂર્ણિમા
૨૦૨૧
રાજકોટ

મોહનલાલ પોપટભાઈ
પ્રમુખ
શ્રી શા વે વીરાણી, સ્થા. જૈન
ધાર્મિક શિક્ષણ સઘ

# બા. બ્ર. વિદુષી
# લીલાવતીબાઇ મહાસતીજીના
## ઉજ્જવલ જીવનની સુગમ ઝાંખી

આ સંસારમાં જન્મ અને મૃત્યુની ઘટમાળ અવિરત ચાલ્યા કરે છે પરંતુ જન્મ-મરણ પર વિજય મેળવવાનો પુરૂષાર્થ કરનાર પવિત્ર આત્મા જે ઘેર જન્મે છે તે ઘર પણ ખરેખર સુભાગી હોય છે

પૂ. શ્રી લીલાવતીબાઈ મહાસતીજીનો જન્મ વિક્રમ સંવત ૧૯૭૫ના માગશર સુદિ ૧૩ ને રવિવારના મંગળ દિવસે બર્માના પાટનગર રંગુનમાં નં ૧૪/૩૨ ગલીમાં તેમના નિવાસ સ્થાને માતુશ્રી અંદરબાઈની કુક્ષિએ થયો હતો તેઓશ્રીના પિતાનું નામ-શ્રી વીરચંદ હંસરાજભાઈ શાહ

શ્રી લીલાવતીબાઈ મહાસતીજી પોતાના માતાના ઉદરમાં હતા ત્યારે માતુશ્રીને સ્વપ્નમાં ઐરાવતના દર્શન થયા હતા આવનારા ઉદાત્ત અને પુણ્યશાળી આત્માની આ મંગળ આગાહી હતી પ્રભુ મહાવીર સ્વામી ગર્ભમાં હતા ત્યારે તેઓશ્રીના માતુશ્રીએ જોયેલ ચૌદ સ્વપ્નોમાં પ્રથમ સ્વપ્ન પણ ઐરાવતનું હતું

શ્રી લીલાવતીબાઈ પાંચમા વર્ષે શાળામાં બેઠા અને વ્યવહારિક જ્ઞાનની સાથે જૈન શાળામાં દાખલ થઈને શ્રી

કેવળચંદભાઈ પાસે ધાર્મિક શિક્ષણ લેવાનું પણ શરૂ કર્યું એમને બાળપણથી જ ધાર્મિક જ્ઞાન પ્રતિ અદ્દભૂત અનુરાગ હતો, જે તેમણે નવ વર્ષની કુમળીવયે જૈન શાળામા મેળવેલ ઈનામો પરથી જોઈ શકાય છે પર્યુષણ પર્વમા જૈન શાળામા યોજાયેલ એક ધાર્મિક સવાદમા તેઓ નાનકડી વયે છ ફુલ્સ્કેપ પાના ભરાય તેટલુ લખાણ, જરાયે અચકાયા વગર, મધુર સ્વરે અને ભાવવાહી શૈલીમા બોલી બતાવતા, સાભળનારાઓ આ કન્યા રત્નના જ્ઞાનથી પ્રભાવિત થયા હતા.

અનેક પૂર્વભવના ધર્મ અને શીલના સસ્કારોથી સમૃદ્ધ ને સોહામણા બનેલ આ પુનિત આત્માની આધ્યાત્મિક જ્ઞાન ભણીની આગેકૂચ બાળપણથી જ ચાલુ હતી માત્ર અગિયાર વર્ષની વયે તો તેમણે સામાયિક–પ્રતિક્રમણ અર્થ સહિત, છ કાયના બોલ, નવ તત્ત્વ, છ આરાના બોલનો અભ્યાસ પૂરો કર્યો હતો અને ઘણી સજ્ઝાયો–સ્તવનો કઠસ્થ કરી લીધા હતા

પરતુ પુનિત આત્મા આ પૃથ્વી પર માત્ર પોતાના આત્માનુ કલ્યાણ કરીને જ જપતો નથી, એ તો આવે છે–જગતના પ્રત્યેક આત્માને જ્ઞાનદીપ ધરીને મુક્તિના મગળકારી માર્ગે દોરવવા શ્રી લીલાવતીબાઈ જાતે ધાર્મિક અભ્યાસ કરતા કરતા, બીજાઓને પણ તેમા રસ લેતા કરતા જૈન શાળાની બાળાઓને દર રવિવારે પોતાને ઘેર એકત્ર કરીને ધાર્મિક અભ્યાસ, ચર્ચાઓ, સામાયિક વગેરેની પ્રવૃતિ ચલાવતા હતા

આમ તેઓ પોતાના બાલ્યકાળના તેજસ્વી સસ્કારોના

પવિત્ર સંસ્મરણો રંગુનમાં મૂકીને અગિયારમા વર્ષે પોતાના વતન વાંકાનેરમાં આવ્યાં

## સંસ્કૃતિનો પ્રવાહ

જેમાં ધર્મરૂપી અમૃતનું સિંચન થયું હતું એવો આ મોક્ષનો અભિલાષી પવિત્ર આત્મા પોતાની વધુ પ્રગતિ માટે કોઈ માર્ગદર્શક માટે તલસતો હતો અને ભાગ્યશાળી આત્માને માર્ગદર્શકનો સુયોગ મળી રહે છે તેમ શ્રી લીલાવતી બાઈને સુયોગ્ય ગુરુજીશ્રીનો યોગ તુરત જ સાંપડ્યો

એ અવસરે વાંકાનેરમાં પૂ. શ્રી દિવાળીબાઈ મહાસતીજી બિરાજતા હતા તેઓશ્રીના શિષ્યા પૂ શ્રી ઝબકબાઈ મહાસતીજી એક વખત શ્રી લીલાવતીબાઈના ઘેર ગોચરી માટે જઈ ચડ્યા શ્રી લીલાવતીબાઈ એ ધાર્મિક અભ્યાસ સારો કર્યો છે અને તેમને વધુ જ્ઞાન મેળવવાની તીવ્ર પિપાસા છે એ જાણી આનંદિત થયાં અને શ્રી લીલાવતી બાઈને પૂ શ્રી દિવાળીબાઈ મહાસતીજી પાસે આવવાની વાત કરી

આ સાંભળી શ્રી લીલાવતીબાઈનાં માતુશ્રીએ, કંપભર્યા સ્વરે ટીખળ કરતાં કહ્યું કે "તો પછી અમારી લીલાવતીને જ વહોરતા જાઓને !" કોને ખબર હતી કે આ ટીખળ પાછળ તો ભાવિના મંગળ એંધાણ પડ્યાં હતાં ! પૂ ઝબક બાઈ મહાસતીજીએ શાંત ભાવે કહ્યું – "એના ભાવ જાગશે તો એમ પણ બનશે "

એજ સાંજે શ્રી લીલાવતીબાઈ પૂ શ્રી દિવાળીબાઈને વંદન કરવા ગયા પૂ મહાસતીજીએ ધાર્મિક અભ્યાસ અંગે

તેમને અનેક પ્રશ્નો કર્યા અને તેમણે ખુબ જ વિનય પૂર્વક દરેકના સાચા જવાબો આપ્યા શ્રી લીલાવતીબાઈની આટલી નાનીવયમા ખીલેલી શકિત જોઇને, પૂ. દિવાળીબાઈએ સૂચના કરી, કે "આટલી શકિત ભરી પડી છે તો હજુ અભ્યાસમા આગળ વધવુ જોઇએ" શ્રી લીલાવતીબાઈએ તરત જ મસ્તક નમાવી વિનતી કરી– "વધુ અભ્યાસ કરાવવાની આપજ કૃપા કરો" શ્રી લીલાવતીબાઈની આવી તમન્ના જોઈને, પૂ શ્રી દિવાળીબાઈએ તુરત જ સિદ્ધાન્તની ગાથાઓ આપી અને વળતે જ દિવસે બધી ગાથાઓ કંઠસ્થ કરીને પૂ મહાસતીજી સમક્ષ રજૂ કરી પૂ ગુરુણીજીની કૃપાએ વધુ અભ્યાસનો દીવડો પ્રગટી ઊઠયો પૂ દિવાળીબાઈ મહાસતીજી વાકાનેરમા રહ્યા ત્યા સુધીમા અભ્યાસ આગળ વધતો ગયો.

ત્યારબાદ શ્રી લીલાવતીબાઈ રગુન ગયા ત્યા એક વર્ષ રહીને પાછા વાકાનેર આવ્યા તેર વર્ષની વયે પૂ બા બ્ર પ રત્ન શ્રી મોહનલાલજી મહારાજ સાહેબ સમક્ષ એક ચાતુર્માસમા શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના દસ અધ્યયનો, પાત્રીસ થોકડાઓ, ભકતામર આદિ ઘણા સ્તોત્રોનો અભ્યાસ કર્યો

શ્રી લીલાવતીબાઇના દિલમા પૂર્વ સસ્કારોએ પ્રગટાવેલ જૈનદર્શન શાસ્ત્રો માટેના પ્રેમની જયોત વધુને વધુ દેદિપ્યમાન બનતી ગઈ અને સૂત્રોના અભ્યાસે એમા વધારે ને વધારે દિવેલ પૂરવા માડયુ સૂત્રોનો અભ્યાસ વધતો ગયો અને પૂ દિવાળીબાઈ મહાસતીજી જયા બિરાજતા હોય ત્યા જઇને તેઓ રજૂ કરતા ગયા અને નવા અભ્યાસ માટેનુ માર્ગદર્શન મેળવતા ગયા.

## વૈરાગ્યનો ભાવ

અંતરમાં જ્ઞાન દીપ પ્રગટ થવાની સાથે જ અજ્ઞાને ઊભી કરેલ સાંસારિક માયાના આવરણ રૂપી અંધકારનો વિલય થાય છે અને સારાસારનો વિવેક પ્રગટતા તત્ત્વ દૃષ્ટિ પ્રાપ્ત થાય છે

સૂત્રોના અભ્યાસની સાથે જ શ્રી લીલાવતીબાઈને સંસારની અસારતા સમજાવી ગઈ અને વૈરાગ્ય અને ત્યાગ એજ જીવનનો એક સાચો મુક્તિ માર્ગ છે એવી પ્રતીતિ થતી ગઈ પરિણામે વ્રત, નિયમ તપ, અને ત્યાગ વડે વૈરાગ્યની ભાવના પોષાતી ગઈ

અને મુક્તિ પ્રકાશના એ અભિલાષી આત્માને માત્ર તેર વર્ષની વયે સંસાર ભોગવી ચૂકેલા વયોવૃદ્ધ માટે કઠિન, એવો વૈરાગ્ય ભાવ વ્યક્ત કરવા પોતાના માતુશ્રીને કહ્યું–

**મા! મને સંસાર જીવન પ્રતિ કશી મમતા રહી નથી, એ બધા આત્માને બાંધનારાં બંધનો છે મારૂં સગપણ કરશો નહિ "**

## પિતાશ્રીનું પ્રોત્સાહન

તેર વર્ષની નાનકડી કન્યા હજી જીવનના પ્રથમ ઉંબરે પગ માંડે છે ત્યાં આવી વૈરાગ્ય ભાવની વાતો કરે એથી માતા તો ચિંતામાં પડી ગયા તેમણે આ વાત લીલાવતીબાઈના પિતાશ્રીને કહી. પિતા શ્રી વીરચંદભાઈએ તો કન્યાના આ ઉચ્ચ જીવન આદર્શને વધાવતા કહ્યું– **વાહ વાહ! આપણું બાળક જો ત્યાગી બને તો એથી વધુ રૂડું શું? આપણે તો આ સંસારરૂપી કાદવમાં ખૂંચી ગયા**

**છીએ. દીકરી એમાંથી બચી જાય એના જેવું બીજું ઉત્તમ શું?** હું તો માનું છું કે દરેક શ્રાવક-શ્રાવિકા પોતાનાં સંતાનને ત્યાગ માર્ગની પ્રેરણા આપે અને જો બાળકને એ ન રૂચે તોજ તેને સંસાર જીવનમાં જોડે. આતો દીકરીને જ સ્વયં ભાવ જાગ્યો છે અને એ, ભગવાન મહાવીરના મુકિતકારી મંગળ માર્ગે પ્રયાણ કરવા માગે છે, તો આપણે એને રોકનાર કોણ? દીકરીમાં યોગ્યતા આવશે એટલે આપણે એને હર્ષપૂર્વક ભાગવતી દીક્ષા અપાવીશું. **આવો લ્હાવો માતા-પિતાના પુણ્યના ઉદય વડેજ મળી શકે."**

## પરીક્ષા

માતાપિતાના અંતરમાં પોતાના સંતાન માટે આવો સાત્વિક ભાવ હતો પરંતુ એમણે નક્કી કર્યું કે આ વૈરાગ્ય ભાવ ક્ષણિક હોય તો ભવિષ્યમાં ભારે પરિતાપ થાય. માટે એ ભાવ ક્ષણિક છે કે સાચો છે, એની કસોટી કરવી.

દરમ્યાન શ્રી લીલાવતીબાઈનો સૂત્ર અભ્યાસ, ચિંતન, મનન ચાલુ હતા. પરિણામે તેમના અંતરમાં જાગેલ વૈરાગ્ય ભાવ વધુને વધુ દઢીભુત થતો ગયો.

## આખરી સંકલ્પ

અને પંદરમા વર્ષે તો લીલાવતીબાઈના અંતરમાં સંસાર પ્રતિ કશી મમતા રહી નહિ. એમને ખાત્રી થઇ ગઇ, કે આ ભવ ભ્રમણમાંથી મુક્ત થવું હોય, તો જ્ઞાતપુત્ર ભગવંત મહાવીરે પ્રસ્થાપિત કરેલ સર્વત્યાગના માર્ગે પગલાં માંડવા જોઇએ. તેમણે પિતાશ્રીને દીક્ષા આપવા વિનંતી કરી.

ઉદાર મનના અને પોતાની પુત્રીની પરીક્ષા કરી રહેલ પિતાશ્રીએ જવાબ આપ્યો "પરિપક્વતા દેખાશે, એટલે હું એક પગનો પણ વિલંબ નહિ કરું"

પિતાશ્રી રંગુન ગયા શ્રી લીલાવતીબાઈએ સંવત ૧૯૯૨માં પિતાને પત્ર લખીને, તાર કરીને દીક્ષાની આજ્ઞા માગી. પિતાએ વળી લખ્યું "થોડી રાહ જુઓ"

પરંતુ "જાગ્યા કોઈના દાબ્યા" રહી શકતા નથી ઉપાદાન જાગે એટલે અનુકૂળતા પ્રાપ્ત થઈ જાય છે આ અંગે શ્રી લીલાવતીબાઈને શ્રદ્ધા હતી

પુત્રીના મનોમંથનની વાત વિચારીને તેમના માતુશ્રી તથા વાંકાનેરમાંના તેમના સ્વજનોએ પણ શ્રી ચીરંચ્ય કાઈને આ મહાન કાર્ય નો નિશ્ચય કરી લેવા માટે આગ્રહ કર્યો

પિતાએ કન્યા રત્નનું અંતર તપાસી લીધું હતું કન્યા પિતાશ્રીની પરીક્ષામાંથી–કસોટીમાંથી પાર ઉતર્યા હતા, એટલે તેઓ વાંકાનેર આવ્યા

## ભાગવતી દીક્ષા

સંસારના સર્વ આકર્ષણોથી સદા માટે દૂર રહેલા અને મોક્ષના કલ્યાણકારી ત્યાગ માર્ગને ઝંખી રહેલા શ્રી લીલાવતી બાઈએ આખરે સંવત ૧૯૯૨ના જેઠ સુદિ સાતી અગિયારસ અને સોમવારના શુભ દિને "ભાગવતી દીક્ષા" અંગીકાર કરી અને સર્વ ત્યાગના માર્ગે કદમ માંડયા

તેઓશ્રીનું નામ – શ્રી લીલાવતીબાઈ મહાસતીજી

રાખવામા આવ્યુ વાકાનેરમા આનદમગળ વર્તાયો ધર્મને
પ્રકાશ પ્રગટયો

## પ્રથમ ચાતુર્માસ

જેઠ વદિ ત્રીજના દિવસે શ્રી લીલાવતીબાઈ એ પોતાના ગુરુણી પૂ દિવાળીબાઈ મહાસતીજીની સ ગાથે વાકાનેરથી વિહાર કરીને,પોતાના દીક્ષિત જીવનનુ પ્રથમ ચાતુર્માસ હળવદમા કર્યુ

બા બ્ર શ્રી લીલાવતીબાઇ મહાસતીજીના જીવનમા જ્ઞાનનુ અમૃત ભરનારા તેઓશ્રીના ગુરુણી પૂ શ્રી દિવાળીબાઈ મહાસતીજી વિદુષી, શાસન રત્ન, પ્રખર વકતા, જ્ઞાનની મૂર્તિ અને ચારિત્રના ભ ડાર હતા સવત ૧૯૯૫ના માગશર શુદિ ૧૧ ને ગુરૂવારે તેઓશ્રી કાળધર્મ પામ્યા દીક્ષા લીધા પછી માત્ર અઢી વર્ષને સમય બા બ્ર લીલાવતીબાઈ મહાસતી-જીને તેઓશ્રીની સેવા કરવાનો લાભ મળ્યો તે દરમ્યાન પૂ શ્રી ગુરૂણીદેવી પાસેથી તેમની–કૃપાવડે–ખૂબ મેળવી લીધુ એ જ્ઞાનામૃતના સમૃદ્ધ ખજાનાને તેઓશ્રીએ જાળવી રાખ્યો છે, એટલુ જ નહિ પણ પોતાના અભ્યાસ, ચિતવન, મનન, સ શોધન અને પ્રવચનો દ્વારા વધુ સમૃદ્ધ બનાવ્યો છે

## આગમોનો અભ્યાસ

બા બ્ર લીલાવતીબાઈ મહાસતીજીએ આપણા બત્રીસે આગમોનો અભ્યાસ કર્યો છે બધા અનેકવાર ફરી ફરીને વાચ્યા છે શ્રી આચારાગ, શ્રી સુયગડાગ, શ્રી ઉપાશક દશાગ, શ્રી અનુત્તરોવવાઈ, શ્રી સુખવિપાક, શ્રી ઉત્તરાધ્યયન, શ્રી શ્રી દશવૈકાલિક, શ્રી દશાશ્રુત સ્કધ, શ્રી બૃહદ કલ્પસૂત્ર, શ્રી નદી સૂત્ર, શ્રી તત્વાર્થસૂત્ર, ઉપરાત એકસો થોકડાઓ,

ઘણા સ્તોત્રો, સ્તવનો, છંદો ઉપદેશી કાવ્યો વગેરે કંઠસ્થ કર્યાં છે તુલનાત્મક દ્રષ્ટિએ ઉપયોગી થાય તે માટે અન્ય દર્શનોના ગ્રન્થોનો અભ્યાસ પણ કર્યો છે વ્યાખ્યાનોમાં કહેવાતી મહત્વની બાબતોને હંમેશા સૂત્રોના આધારો આપી પ્રમાણભૂત કરવાની પોતાની પ્રથા છે આત્મ-તત્ત્વનું ચિંતન પણ ઉચ્ચ કક્ષાએ પહોંચ્યુ છે

## શિષ્યા-સમુદાય અને તપશ્ચર્યા

બા બ્ર. શ્રી લીલાવતીબાઈ મહાસતીજીનું સંયમી જીવન નમૂના રૂપ છે તેઓશ્રી પાસે પૂ. શ્રી મંજુલાબાઈ મહાસતીજી, બા બ્ર. શ્રી મુક્તાબાઈ મ. આદિ ૧૯ શિષ્યા-રત્નો છે (નામાવલિ માટે જુઓ પરિશિષ્ટ ૩) બધા એક માળાના મોતી છે બધા જ્ઞાની ધ્યાની, તપસ્વી છે ચારિત્ર રંગે રંગાયેલા છે

જેમણે સંસારની તમામ માયા-મોહનો સર્પ કાંચળી ઉતારે તેમ ત્યાગ કર્યો હોય, તેમને આ ક્ષણભંગુર દેહ ઉપર શાની મમતા હોય? ઉપવાસ આયંબિલ એકટાણાં નીવી લૂખા કોઈ ને કોઈ તપશ્ચર્યા હરહંમેશ થતી જ રહે છે અને એ તપશ્ચર્યાનો ક્રમ એટલે સુધી હોય છે કે તેમના આખા શિષ્યા-પરિવારને એકી સાથે આહાર કરવાનો ભાગ્યે જ સમય આવે છે અઠ્ઠાઈ જેવું ઉગ્ર તપ હોય છતાં ઉપવાસના આઠેય દિવસે શ્રી લીલાવતીબાઈ મહાસતીજી પ્રવચનો આપતા હોય છે એમની પુનિતવાણી વહેતી જ રહે છે અને તેમનાં વદન ઉપર શુદ્ધ બ્રહ્મચર્યનું તેજ ચમકતું જ હોય છે

તેઓશ્રી પાસે ૫૦૦ જેટલા ભાઈઓ-બહેનોએ આજીવન બ્રહ્મચર્ય વ્રત અંગીકાર કર્યું છે

તેઓશ્રીની અમીનીતરતી વાણીએ કઈકના અંતરમાં આત્મ-જ્ઞાનના દીવડા પ્રગટાવ્યા છે.

## સતત જ્ઞાન સાધના

પૂ. શ્રી લીલાવતીબાઈ મહાસતીજી તથા શિષ્યાઓની દિન ચર્યા પણ પ્રભુની આજ્ઞા મુજબ થઈ રહી છે પોતાનુ જીવન સતત ઉદ્યમ શીલ છે શાસ્ત્રોનો અભ્યાસ, અધ્યયન, પઠન પાઠન, ભણવુ અને ભણાવવુ, એ કામ જ ચાલતુ હોય છે જ્યારે જુઓ, ત્યારે સૂત્રના પાના જ હાથમા હોય છે સાચી શીખ નાના પાસેથી મળે તો પણ લેવી, એ ઉક્તિ અનુસાર કોઇ જાણકાર શ્રાવકભાઈ પાસેથી શીખવાનુ મળે તો તે લેવામા પોતે કદી સકોચ અનુભવ્યો નથી યશ, કીર્તિ, શ્લાઘા, માન-પૂજા વગેરે માટે કદી અભિલાષા નથી, બલકે એ તરફ તેઓશ્રીને સપૂર્ણ અણગમો છે પ્રમાદ આળસ, કુથલી કે નિદ્રાના અનિષ્ટ તત્ત્વોને ત્યા સ્થાન નથી વેદની કર્મના ઉદયે બીમારી આવે ત્યારે પણ તેઓશ્રીની ધીરજ અને શાતિમા જરા પણ ફેર પડતો નથી તેઓ પોતાની નિર્જ સાધનામા લીન-મસ્ત રહે છે ઉપયોગ પૂર્વકનુ સયમ પાલન કરી રહ્યા હોય છે વિસામો લેતા જ નથી

## કલ્પ મુજબનો વિહાર

ચાતુર્માસ પૂરૂ થાય કે તુરત વિહાર શરૂ કરી દયે છે ગામડાઓ સ્પર્શવાનુ વધારે પસદ કરે છે વર્તમાન પરિસ્થિતિમા ગામડાઓમા પૂ મહાસતીજીઓને તો પ્રાય તપની વૃદ્ધિ થાય છે પ્રભુ મહાવીરનો દિવ્ય સદેશો ગામડે ગામડે પહોચાડે છે ગ્રામ જનતામા ઘર કરી ગયેલા અમુક

અનિષ્ટોને નાબૂદ કરવા બનતા પ્રયાસો કરે છે, ધર્મ જાગૃતિ લાવી રહ્યા છે

'દીપ સે દીપ જલે' એ મુજબ એક જ્યોતમાંથી પ્રગટેલી આ જ્યોત (બા. બ્ર. લીલાવતીબાઈ મહાસતીજી) જૈન તથા જૈનેતર સમાજને કલ્યાણકારી માર્ગ દાખવતી પ્રેરક અને પ્રકાશવતી દીવાદાંડી' બની છે અને સંસારના મહાસાગર પર ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ જેવા કરાળ ખડકોથી દૂર રહેવા માટે તેમની જીવન નૌકાઓને માર્ગ દર્શન આપે છે

મધુર અને ભાવ પ્રેરક વક્તૃત્વ શક્તિ, શાસ્ત્રોના જ્ઞાનની ગંભીરતા અને જૈનદર્શન પ્રત્યેની અનેક શ્રદ્ધા વડે તેઓ ભગવાનના માર્ગની પ્રતિષ્ઠા કરી રહ્યાં છે એમના પ્રવચનો એમનાં અંતર્દર્શનની આરસી રૂપ છે અમદાવાદ, માંગરોળ, થાનગઢ રાજકોટમાં ચાતુર્માસ દરમ્યાન અપાયેલા પ્રવચનોની પચીસ હજાર જેટલી પ્રતો પ્રગટ થઈ ચૂકી છે અને આ પુસ્તકોનો એટલો બહોળો ફેલાવો થયો છે કે આજે એક પણ પ્રત ઉપલબ્ધ નથી જે તેઓના વ્યાખ્યાનોની લોકપ્રિયતાનો નક્કર પૂરાવો છે

પૂ બા બ્ર લીલાવતીબાઈ મહાસતીજીએ દીક્ષા અંગીકાર કર્યા પછી કયા કયાં ગામોએ ચાતુર્માસ કર્યા છે તેની યાદી આ સાથે છે (પરિશિષ્ટ ગ).

સંવત ૨૧<br>
વસંત પંચમી<br>
નવીન ભુવન<br>
દીવાનપરા રાજકોટ

સંત ચરણરજ

# પરિશિષ્ટ अ

## બા. બ્ર. વિ. લીલાવતીબાઈ મહાસતીજીના
## શિષ્યા-ગણ ની

### — ભાગવતી દીક્ષા તિથિઓ .—

૧ શ્રી મંજુલાબાઈ મહાસતીજી
સંવત ૧૯૯૮ માગશર વદિ ૧૧ રવિવાર **વઢવાણ**

૨ બા બ્ર શ્રી મુકતાબાઈ મહાસતી
સંવત ૧૯૯૮ ફાગણ વદિ ૫ શનિવાર **થાનગઢ**

૩ બા બ્ર શ્રી જશવંતીબાઈ મહાસતી
સંવત ૨૦૦૧ માગશર વદિ ૧૧ સોમવાર **વઢવાણ**

૪ બા. બ્ર શ્રી તારાબાઈ મહાસતી...
સંવત ૨૦૦૪ મહાવદી ૫ રવિવાર **વઢવાણ**

૫ તપસ્વી શ્રી કમળાબાઈ મહાસતી
સંવત ૨૦૦૫ માગસર સુદિ ૧૧ **બોટાદ**

૬ બા બ્ર શ્રી કંચનબાઇ મહાસતી
સંવત ૨૦૦૭ વૈશાખ સુદિ ૫ શુક્રવાર **વાકાનેર**

૭ બા. બ્ર શ્રી રમાબાઈ મહાસતી
સંવત ૨૦૧૩ પોષ વદિ ૮ શુક્રવાર **વાકાનેર**

૮. બા. બ્ર શ્રી હીરાબાઈ મહાસતી
સંવત ૨૦૧૪ મહા સુદિ ૧૦ ગુરૂવાર **વાકાનેર**

૯ બા બ્ર શ્રી પદ્માવતીબાઈ મહાસતી
સંવત ૨૦૧૫ પોષ સુદિ ૧૩ ગુરૂવાર **સુરેન્દ્રનગર**

૧૦ બા બ્ર. શ્રી કુસુમબાઈ મહાસતી

સવત ૨ ૧૬ કારતક વદિ ૩ બુધવા   સુરેન્દ્રનગર

૧૧ બા બ્ર. શ્રી સુશીલાબાઈ મહાસતી.

સવત ૨ ૧૬ વૈશાખ સુદિ ૧૦ શુક્રવા   ધ્રાગધ્રા

૧૨ બા બ્ર. શ્રી સ્નેહલતાબાઈ મહાસતી ..

સવત ૦૧૭ માગશર સુદ ૩ રવિવાર   સુરેન્દ્રનગર

૧૩ શ્રી નઅગાબાઈ મહાસતી ..

સવત ૨૦૧૫ કારતક વદિ ૧૧ ગુરૂવાર   વઢવાણ

૧૪ બા બ્ર. શ્રી મધુલતાબાઈ મહાસતી ..

સવત ૨૦૧૫ માગશર સુદિ ૬ સોમવાર   જોરાવરનગર

૧૫. બા બ્ર શ્રી નિર્મળાબાઈ મહાસતી.

સવત ૨૦૧૫ વૈશાખ સુદિ ૧૧   સરા

૧૬ બા. બ્ર. શ્રી ભારતીબાઈ મહાસતી...

સવત ૨ ૨૦ મહા સુદિ ૧૧   વઢવાણ



# પરિશિષ્ટ—ब

## પૂ. બા. બ્ર. લીલાવતીબાઈ મહાસતીજી સાહેબે સંવત ૧૯૯૨માં દીક્ષા અંગીકાર કરી, ત્યારથી આજ સુધીનાં ચાતુર્માસની યાદી.

| | | | |
|---|---|---|---|
| ૧૯૯૨ | હળવદ | ૨૦૦૭ | ધ્રાગધ્રા |
| ૧૯૯૩ | વઢવાણ | ૨૦૦૮ | રાજકોટ |
| ૧૯૯૪ | લીંબડી | ૨૦૦૯ | લીંબડી |
| ૧૯૯૫ | જોરાવરનગર | ૨૦૧૦ | ભાવનગર |
| ૧૯૯૬ | ધ્રાગધ્રા | ૨૦૧૧ | દામનગર |
| ૧૯૯૭ | વઢવાણ | ૨૦૧૨ | વાકાનેર |
| ૧૯૯૮ | વાકાનેર | ૨૦૧૩ | અમદાવાદ |
| ૧૯૯૯ | ધ્રાગધ્રા | ૨૦૧૪ | થાનગઢ |
| ૨૦૦૦ | સુરેન્દ્રનગર | ૨૦૧૫ | વઢવાણ |
| ૨૦૦૧ | જામનગર | ૨૦૧૬ | વાકાનેર |
| ૨૦૦૨ | પોરબંદર | ૨૦૧૭ | ધ્રાગધ્રા |
| ૨૦૦૩ | વઢવાણ | ૨૦૧૮ | સુરેન્દ્રનગર |
| ૨૦૦૪ | વાકાનેર | ૨૦૧૯ | અમદાવાદ |
| ૨૦૦૫ | થાનગઢ | ૨૦૨૦ | રાજકોટ |
| ૨૦૦૬ | સુરેન્દ્રનગર | | |

---

કૂડુ કાચું જીવન તારૂં આખર માટીમાં મળનારૂં
મૂકી રે મૂકી રે મારૂં તારૂં વેળા વીતી જાય છે (૧)

હે ભાઈ! શરીર અનિત્ય છે માટે સમજી જા તમે કેટલા મડદાં સ્મશાનમાં બાળી આવ્યા?

મડદાં બળે સ્મશાનમાં દિન પ્રત્યે દેખાય
તો પણ તે જોનારને, સાર નહિ સમજાય

આ શરીરને સ્મશાનમાં જવાનો વારો આવશે ને! શરીરને ખૂબ ખવડાવ્યું, સુગંધી તેલ સહસ્રપાક તેલથી ખૂબ અભ્યંગનો કીધાં, સુખડ-સાબુથી ચોળી ચામડી મુલાયમ કરી, વસ્ત્ર શણગાર સજી ઉપરથી ગુલાબના ગોટા જેવું બનાવ્યું, પણ અંદર તો અશુચિનો પોટલો જ છે! આ શરીરની પ્રાથમિક ભૂમિકા ઉત્પત્તિ જ અશુચિથી છે સપ્ત ધાતુનું બનેલ આ શરીર છે તેમાં સુગંધી ક્યાંથી નીકળે? મુખમાં લાળ નાકમાં લીંટ આંખમાં ચીપડા કાનમાં મેલ, શરીરે આખે પસીનો વળે, વિષ્ટા અને માત્રુ એકપણ સ્થાન એવું નથી કે જ્યાંથી સુગંધી નીકળે ભગવાન કહે છે જેવું બહાર તેવું અંદર દેહમાં જે ભર્યું છે તે જ બહાર નીકળે છે આવા શરીરમાં અજ્ઞાનીઓ રચ્યાપચ્યા રહે છે અને અનિત્ય અને અશુચિ ભરપૂર શરીરને તેજસ્વી-ચકચકિત રાખવા અથાગ પ્રયત્નો કર્યા જ કરે છે ઘી દૂધ, ગોળ, મીઠા વગેરે ખૂબ ખવરાવો પણ અંતે બહાર શું દેખાય છે! ટિફિન બોક્સ ભરી રાખીને આઠ દિવસે તેને બહાર કાઢશો તો પણ એવીને એવી. અને અહીં ખાધા પછી તુરત જ ઉલટી થાય તો શું નીકળશે! અહો! ઔદારિક દેહના સંગથી પરિણમન કેવું થાય છે! અંદર પિત્તની કોથળી શ્લેષ્મ ભર્યો છે આવા શરીરમાં મોહ શાનો!

તન દુર્બલ હોનેકે ભયસે તુને તપ વ્રત કીયો નહિ.
સામાયિક એકાસન કરકે, શુદ્ધ ભાવ રસ પિયા નહિ.
પુષ્ટ બનાયા જિસે રાતદિન, ખિલા પિલા કર ભોજન પાન,
વહ શરીર ભી તુઝે છોડકર, હો જાતા હે નષ્ટ નિદાન.

રત્નચદ્રજી મહારાજ "ભાવના શતક"મા અનિત્ય ભાવનાની વાત કરતા કહે છે, અજ્ઞાની જીવને ભીતિ રહે છે કે ઉપવાસ-વ્રત આદિ કરીશ તો કદાચ શરીર દુબળુ પડશે તો! અને તાવ આવશે ત્યારે શુ કરીશ! જીવે પરાધીનતાયે ઘણુ સહન કર્યું છે, પણ કર્મ ખપાવવાની દૃષ્ટિએ લગભગ કઈ જ કર્યું નથી સામાયિક, પૌષધાદિ કરી શુદ્ધ ભાવનાના અમૃત રસ પીધા નથી

સ સાર રૂપી મહા સમુદ્ર છે શરીર રૂપી નૌકા છે જીવ નાવિક છે. આ નૌકાને સામે કિનારે લઈ જવી છે કિનારા સુધી જ નૌકાની જરૂર છે પછી આ નૌકામાથી ઉતરી જવાનુ છે

મહાન પુરુષો મુશ્કેલીથી તરાય એવો સ સાર સમુદ્ર તરી ગયા છે તેમ તરવામા તારો ન બર લગાવ હવે દરિયામા ગળકા ખાવા નથી પણ નાવામા પાચ ઈન્દ્રિયોના વિષયના ગાબડા પડેલ છે તેથી અ દર આશ્રવનુ પાણી ચાલ્યુ આવે છે છિદ્ર હોય તે વહાણ તળીયે જાય વ્રત, તપ, પચ્ચક્ખાણ તે છિદ્ર પૂરક સાધન છે પચ્ચક્ખાણથી આશ્રવનો આવતો પ્રવાહ અટકે છે માનવ ભવરૂપી નાવામા આશ્રવ આવે છે ને! જોવામા, ખાવામા, ઉ઼ઘવામા, રાગદ્વેષ, મનોજ્ઞ-અમનોજ્ઞ ભાવ જીવ સેવ્યા જ કરે છે આ ગમે, આ ન ગમે, આમ ઇષ્ટાનિષ્ટ ભાવે ઈન્દ્રિયોને બહેકાવી મૂકી, ઈન્દ્રિયો મળી છે તે ક્ષયોપશમ જ્ઞાનમા સાધનરૂપ છે તેને બાધકરૂપ બનાવશો નહિ કપડે

## શ્રી વીરપ્રભુની પ્રાર્થના

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ।
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ॥
ત્વમેવ સ્વામી શરણાગતાનામ્ ।
ત્વમેવ સંસાર નિવારકોઽસિ ॥

હે પ્રભો ! તું જ માતા છે તું જ પિતા છે બન્ધુ તથા સખા (મિત્ર) પણ તું જ છે — શરણાગતનો સ્વામી તું જ છે તું જ સંસાર માંથી નિવારનાર છે

## વ્યાખ્યાન ૫૭મું

સંવત ૨૦૨૦ ભાદરવા સુદિ ૧૩ તા ૧૮-૯-૬૪ શુક્રવાર

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ

**इमं शरीरं अणिच्चं, असुइं असुइ संभवं ।**
**असासया वासमिणं, दुक्ख केसाण भायणं ॥१२॥**

મૃગાપુત્ર માતાપિતાને કહે છે, "આ શરીર અનિત્ય છે, અશુચિમય છે દુ.ખ કલેશના ભાજનમા અશાશ્વત વસવાટ છે, મારે તો સયમની આરાધના કરવી છે. સસારના ભૌતિક સુખોના ફળ, કિપાક વૃક્ષના ફળ જેવા છે, પરિણામ ભયકર છે તે મને તાદ્દશ્ય દેખાયુ છે.

માતા કહે છે, "તુ તારૂ શરીર તો જો, સુકોમળ, નમણો, ખમણો. દેખાવડો એવો તુ સયમબોજ શી રીતે વહન કરી શકીશ ? માતાએ શરીર જન્માવ્યુ છે એટલે માતા શરીરની સુખશાતા પૂછે છે, સભાળ લ્યે છે દીકરો બહારગામ જતો હોય તો શરીર સાચવજે એમ જ કહો, પણ ધર્મને સાચવજે, આત્માને સાચવજે એમ કહો ? જોજે દગાફટકા કરતો નહિ, વ્યવહાર શુદ્ધ રાખજે, ક્રોધ, માન, માયા, લોભ, રિપુથી ઘેરાઈશ નહિ, આર્ય સસ્કૃતિનુ ધ્યાન રાખજે, એમ કહેનારા કેટલા ? માતા-પિતા, સ્વજનોએ શરીરને ઓળખ્યુ છે, જ્યારે મૃગાપુત્રે આત્માને ઓળખ્યો છે માતાને કહે છે, આ શરીર અનિત્ય છે, જન્મ થયો તેજ મૃત્યુનો સદેશ છે, જન્મ તેનુ મરણ અવશ્ય થાય છે

રૂડું રૂપાળું જીવન તારૂં આખર માટીમાં મળનારૂં
મૂકી દે મૂકી દે મારૂં તારૂં વેળા વીતી જાય છે (૨)

હે ભાઈ! શરીર અનિત્ય છે માટે સમજી જા તમે કેટલા મડદાં સ્મશાનમાં બાળી આવ્યા?

મડદા બળે સ્મશાનમાં દિન પ્રત્યે દેખાય
તો પણ તે જોનારને સાર નહિ સમજાય

આ શરીરને સ્મશાનમાં જવાનો વારો આવશે ને? શરીરને ખૂબ ખવડાવ્યું, સુગંધી તેલ સહસ્રપાક તેલથી ખૂબ અભ્યંગનો કીધાં, સુખડ–સાબુથી ધોળી ચામડી મુલાયમ કરી, વસ્ત્ર-શણગાર સજી ઉપરથી ગુલાબના ગોટા જેવું બનાવ્યું, પણ અંદર તો અશુચિનો પોટલો જ છે! આ શરીરની પ્રાથમિક ભૂમિકા ઉત્પત્તિ જ અશુચિથી છે સપ્ત ધાતુનું બનેલું આ શરીર છે, તેમાં સુગંધી ક્યાંથી નીકળે? મુખમાં લાળ, નાકમાં લીંટ આંખમાં ચીપડા, કાનમાં મેલ, શરીર આખે પસીનો વળે, વિષ્ટા અને માત્રુ એકપણ સ્થાન એવું નથી કે જ્યાંથી સુગંધી નીકળે ભગવાન કહે છે, જેવું બહાર તેવું અંદર દેહમાં જે ભર્યું છે તે જ બહાર નીકળે છે આવા શરીરમાં અજ્ઞાનીઓ રચ્યાપચ્યા રહે છે અને અનિત્ય અને અશુચિ ભરપૂર શરીરને તેજસ્વી-સશક્ત રાખવા વ્યર્થ પ્રયત્નો કર્યા જ કરે છે ઘી દૂધ, ગોળ, ચોખા વગેરે ખૂબ ખવરાવો પણ અંતે બહાર શું દેખાય છે! ટિફિન બોક્સ ભરી રાખીને આઠ દિવસે તેને બહાર કાઢ્યો તો પણ એવીને એવી અને અહીં ખાધા પછી તુરત જ ઉલટી થાય તો શું નીકળશે! અહો, ઔદારિક દેહના સંગથી પરિણમન કેવું થાય છે! અંદર પિત્તની કોથળી, શ્લેષ્મ ભર્યો છે આવા શરીરમાં મોહ શાનો?

તન દુર્બલ હોનેકે ભયસે તુને તપ વ્રત કીયો નહિ.
સામાયિક એકાસન કરકે, શુદ્ધ ભાવ રસ પિયા નહિ.
પુષ્ટ બનાયા જિસે રાતદિન, ખિલા પિલા કર ભોજન પાન,
વહ શરીર ભી તુઝે છોડકર, હો જાતા હે નષ્ટ નિદાન.

રત્નચન્દ્રજી મહારાજ "ભાવના શતક"મા અનિત્ય ભાવનાની વાત કરતા કહે છે, અજ્ઞાની જીવને ભીતિ રહે છે કે ઉપવાસ-વ્રત આદિ કરીશ તો કદાચ શરીર દુબળું પડશે તો! અને તાવ આવશે ત્યારે શુ કરીશ! જીવે પરાધીનતાયે ઘણુ સહન કર્યું છે, પણ કર્મ ખપાવવાની દૃષ્ટિએ લગભગ કઈ જ કર્યું નથી સામાયિક, પૌષધાદિ કરી શુદ્ધ ભાવનાના અમૃત રસ પીધા નથી

સ સાર રૂપી મહા સમુદ્ર છે શરીર રૂપી નૌકા છે. જીવ નાવિક છે આ નૌકાને સામે કિનારે લઈ જવી છે. કિનારા સુધી જ નૌકાની જરૂર છે પછી આ નૌકામાથી ઉતરી જવાનુ છે

મહાન પુરુષો મુશ્કેલીથી તરાય એવો સ સાર સમુદ્ર તરી ગયા છે તેમ તરવામા તારો ન બર લગાવ હવે દરિયામા ગળકા ખાવા નથી પણ નાવામા પાચ ઈન્દ્રિયોના વિષયના ગાબડા પડેલ છે તેથી અ દર આશ્રવનુ પાણી ચાલ્યુ આવે છે છિદ્ર હોય તે વહાણ તળીયે જાય વ્રત, તપ, પચ્ચક્ખાણ તે છિદ્ર પૂરક સાધન છે પચ્ચક્ખાણુથી આશ્રવનો આવતો પ્રવાહ અટકે છે માનવ ભવરૂપી નાવામા આશ્રવ આવે છે ને! જોવામા, ખાવામા, ઉ ઘવામા, રાગદ્વેષ, મનોજ્ઞ-અમનોજ્ઞ ભાવ જીવ સેવ્યા જ કરે છે આ ગમે, આ ન ગમે, આમ ઇષ્ટાનિષ્ટ ભાવે ઈન્દ્રિયોને બહેકાવી મૂકી, ઇન્દ્રિયો મળી છે તે ક્ષયોપશમ જ્ઞાનમા સાધનરૂપ છે તેને બાધકરૂપ બનાવશો નહિ કપડે

હાથ પડી જાય તો ખુંચે છે તેમ અંદરના હાથા ખૂંચે છે ? પાપમાં સાહસિક ઇન્દ્રિયોનો લોલુપી આરંભનો અત્યાગી ક્ષુદ્ર વૃત્તિ, છકાયનો હિંસક, પાંચ આશ્રવને સેવનાર, ત્રણ અગુપ્તિવંત, પ્રમાદી, રસનો લોલુપી, જીવહિંસા સુગ રહિત કરનાર, પાપ કરીને પોરસ કરનાર જીવ કૃષ્ણ લેશી છે પ્રથમ આ શરીરનો સંબંધ થયો, પછી માવતર, કુટુમ્બ પરિવાર વગેરેનો સંબંધ જોડાતો ગયો, એ મારાં અને હું એનો, આવી મમત્વ બુદ્ધિથી મૂચ્છિંત થતો ગયો તે મૂચ્છોમા કિલષ્ટ પરિણામે મૃત્યુ પામતાં, કેટલાક જીવોને પોતાના અસ્તિત્વનું સ્મરણ રહેતુ નથી. અતીત કાલમા શુ હતા તેનો ખ્યાલ ટકતો નથી ભવિષ્યમાં ક્યાં જશુ તેની પણ ખબર નથી. ભૂતકાળમાં હતા, તેજ વર્તમાનમાં છીએ અને ભવિષ્યમાં પણ તેજ થશુ એમ કથન કરનાર એક મત પડયો છે

મહર્ષિઓ ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણેય કાલ ઉપર દૃષ્ટિ કરતાં પર્યાય દૃષ્ટિથી મમત્વ ઉઠાડે છે અને દ્રવ્ય દૃષ્ટિ દ્વારા કર્મને નિર્જરી નાખે છે ખપાવી નાખે છે કાર્મણ વગણાઓનો નિકાલ કરી નાખે છે અજ્ઞાનીની દ્રષ્ટિ પર્યાય ઉપર છે તમે શેમાં લુબ્ધ થયા છો ? કઇક અકસ્માતો થયા, કઈક દરિયામાં ડૂબી ગયા બગાળના ભૂખમરામાં લાખો માણસો મરી ગયા. છાપામાં આવા સમાચાર વાંચતા જાયને ચાને ગાંઠીયા ખવાતા જાય દિલને કાંઇ સ્પર્શતુ નથી પણ છોકરો જે ગાડીમાં ગયો છે તે ગાડી ઉંધી વળી ગઈ છે એવા સમાચાર સાંભળે તો કંઇનું કંઈ થઈ જાય છે આનો હેતુ શુ દેખાય છે ! દુઃખ શેનું છે ! મમતાનું મારાપણાનું હવે આવા દુખી ન થવું હોય તો શુ કરવું ?

ભગવાન કહે છે स्नेह मूलानि दुःखानी રાગના તાતણા પૂરતુ દુ ખ છે જે જે હૈયે અડે છે તેના દુ ખે દુ ખ અને સુખે સુખ ભોગવે છે રાગ તૂટી જાય તો દુ ખ ન લાગે. કોઈ પદાર્થ દુ.ખ નથી આપતુ બહારના પદાર્થમાં સુખ કે દુ ખ આપવાની શકિત નથી પોતાની અજ્ઞાનતા જ દુ ખ આપે છે માટે આચારાગ સૂત્ર બોલે છે लॉय सि जाण अहियाय दुःक्ख અજ્ઞાનથી જીવનુ અહિત થઈ રહ્યુ છે શરીર તારૂ નથી, પછી પુત્ર-કલત્ર-માતા-પિતા-સ્નેહી સ્વજનો તારા કયાથી હોય ?

મૃગાપુત્રે કહ્યુ માતા ! આ શરીર જેમ પાણીમા પતાસુ ઓગળે તેમ ખલાસ થવાના સ્વભાવવાળુ છે.

જૈસે પાનીમેં પતાસાં તૈસા તનકા તમાસા

નાના બાળકમાંથી કુમાર અને તેમાથી જુવાનજોધ થઈ જાય અને પછી ઘરડો થતા પથારીમા પડયો દેખાય નહિ એવો થઇ જાય અને ત્યાથી ઉપડયો એટલે રખ્યાનો ઢગલો થઈ ગયો, આમ પ્રત્યક્ષ પ્રમાણુથી દેખાય છે ને કે આ શરીર અધ્રુવ છે, અશાશ્વત છે ચય ઉપચયના સ્વભાવવાળું છે સડણુ પડણુ વિધ્વ સણુ ધર્મયુકત છે અરૂપી આત્મા વર્ણ, રસ, ગ ધ, સ્પર્શથી રહિત પવિત્ર છે આત્માના અસ ખ્યાતા પ્રદેશ છે તેમાથી એકે વધે નહિ કે ઘટે નહિ જેવડુ શરીર મળે તેવડા શરીરમા સ કોચ વિકાસ શકિતના કારણે તેમા રહી શકે છે કથવામા કે કુ જરમા અસ ખ્યાત પ્રદેશી સરખો જ આત્મા વસેલો છે

જેની આત્મા તરફ દષ્ટિ છે, તેને શરીર દુખળુ થશે તેવી ચિ તા તેઓ કરતા નથી શરીર શરીરના ભાવે, હુ મારા

ખાવે એવું જ એક વિજ્ઞાન ચિંતવતા હોય છે માટે મારામાં ચાલે વિષય, કષાય, રાગ-દ્વેષ ન કરૂ તેમાં મારૂ ચાલે, પણ શરીર ઉપર મારૂં ન ચાલે ચાલતું હોત તો વાળ કાળાના ધોળા થવા દયો ખરા ! કેટલાકને પક્ષઘાત કે લકવા થાય છે ફેંટથી વાંકા વળી જાય છે આ અટકાવવાની તાકાત તમારામાં છે ? ના; કારણ ? છએ દ્રવ્ય સ્વતંત્ર છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યથી અસ્તિત્વ તાબાવે છે

આ શરીરને વ્રત, ઉપવાસ, છઠ્ઠ અઠ્ઠમાદિ કરવાની જેવી ટેવ પાડશો તેવી પડશે આજે તો કહેશે મારે આખા દિવસમા પચીસ કપ ચા જોઈએ, દશ પાનના ડૂચા જોઈએ આમાં આર્થિક નુકસાન, શારીરિક નુકસાન અને આધ્યાત્મિક નુકસાન પાર વગરનું છે કરવાની ટેવ વાળો રહેજે ચાર માઈલ ચાલી શકે અને ઠાકુને બહાર દિશાએ જવું પડે ત્યાં વાંધા આવી જાય છે એકાસણું, આયંબિલ કરી વ્રત ઉપર વૃત્તિઓને ચડાવો. કેટલાકને ઉંઘની ગોળી લે તોજ ઉંઘ આવે પછી ઉંઘની ગોળીને બદલે ચાકની ગોળી આપે તોય ઉંઘી જાય કારણ કે મનમાં વહેમ બેસી ગયો છે તેને ટાળના ગોળી ખાધી એટલે મનકું માની ગયું ને નિદ્રામાં પોઢી ગયું જે બે મેથાં એક ટાણું જમતો હોય પછી તે બે ટંક ખાવા જાય તો તેને ગમશે નહિ કેમ કે ઉદરને ટેવાવી નાખ્યું છે તમે કેવી ટેવ પાડી છે ?

આ શરીર અશુચિનો પોટલો છે, વળી કાયમી રહેવાનું નથી. ભાડૂતી મકાન શણગારવાનું, રીપેર કરી મઠારવાનું કામ કરનાર મૂર્ખ ગણાય જ્યારે આ શરીર ઉપર તમે કેટલા ખર્ચો કરી રહ્યા છો ! શરીર ભાડૂતી છે એ તો કેવે જેવું છે ને ? આયુષ્ય બાંધીને આવ્યા છો તેટલું જીવશો એમ નિર્ભય

થઈ ગયા પછી ઇજેકશનો, માછલીના તેલ-આવા કંઈક જાતના પંચેન્દ્રિય વધજનિત ઔષધો શ્રાવકનો દીકરો ગ્રહણ કરે ખરો? જેને કંદમૂળ ન ખપે તે માંસાહાર કરે? જાનવરોના લોહી, ચરબી, લિવર, માસથી બનેલી દવાઓ શ્રાવક શ્રાવિકાથી લઈ શકાય જ નહિ આયુષ્ય વધારવા કોઇ સમર્થ નથી આયુષ્ય કર્મ જીવે પોતે જ બાધ્યુ છે શાતા વેદનીય કર્મ ઉદયમા જેને આવે તેને જ ભોગવવુ પડે છે કર્મને હટાવવા દવાની ટીકડી સમર્થ થાય ખરી? ના

ભગવાન કહે છે હે મુનિ! જો તારી સ્થિરતા ટકી રહે તો જિદગીમા ઓસડ લેતો નહિ સ્થિરતા ન રહે, વેદનામા ટકી ન શકાતુ હોય તો નિર્દોષ દવાનો આશ્રય લેવો, પણ પાપથી ભરપૂર ચિકિત્સા તો કરીશ જ નહિ સાધુ સમાચારીમા દોષ લગાડીશ નહિ શરીરનો સ્વભાવ એવો જ હોય દેહના ભરોસા શા!

**એ રે મહેલ લીધો સીધો જમીને**
**એના પાયામાં કાંઇ ન પૂરેલજી,**
**એ તો ઓચિંતાનો ઉખડી રે જાશે જ્યારે વાશે વાયુની ઠેલ**
**કાયા તારી મલોખાંનો મહેલજી**
**મલોખાંનો મહેલ એને સંગેમરમરનો માનેલ,**
**કાયા તારી મલોખાનો મહેલજી.**

જે મકાનના પાયામા પૂરણી ન હોય તે ઝપાટે પડી જાય, તેમ આ કાયારૂપી મહેલના પાયામા કંઈ પૂરણી નથી, 'ઉડી જતા વાર નહિ લાગે ભલે શીરા, દૂધ, ઘી ખવરાવ્યા છે, છતા સ્થિર કેમ બેસી શકાતુ નથી! સર્વ શકિત કોની છે! વીર્યાન્તરાયનો જેટલો ક્ષયોપશમ વર્તે તેટલી શકિત આવે,

માત્ર બહારના માલ મલીદા ખાવાથી શક્તિ ન આવે સ્વાધ્યાય, ધ્યાન, તપ અને ત્યાગથી વીર્ય ગુણની શક્તિ વધે છે વીર્ય શક્તિ આત્મામા છે અનત શક્તિનો ધણી આત્મા છે, દેહ જડ છે, એ જડ જાડવામા શક્તિનો ગુણ નથી.

દેહ અનિત્ય અધ્રુવ છે, અશુચિનો પોટલો છે, આચારાગ સૂત્રમાં પાઠ છે 'माय हु लाव पवणासी' જેમ બાળકો લીટને ચાટે છે, તેમ તમે જ્યે સસાર ભોગને ચાટતા? તમે શુ ચાટી રહ્યા છો! અણુસમજુ હોય, બાળક હોય તે વડીનિત–લઘુનિતથી શરીરને લીપે પણ સમજુ થયા પછી તેનાથી જરા પગ ખરડાય તો બહાર ઉભો રહે. પગ ધોયા પછી ઘરમાં આવે એમ વિષય એ અશુચિ છે તે ખબર પડી ગયા પછી તે ચાટવા બેસે ખરો? બહારના અશુચિના ડાઘ તો પગ ધોયે નીકળી જશે પણ વિષયરૂપી અશુચિના ડાઘ તો ભવોભવ ભમાડશે. ભગવાનના પ્રતિનિધિ મુનિઓ કહે છે તે સમજો રાગદ્વેષ મમતા ભાવ છોડો આત્મ રમણતા કરો તોજ જીવનુ કલ્યાણ થશે.



## વ્યાખ્યાન ૫૮ મુ

સવત ૨૦૨૦ ભાદરવા સુદિ ૧૪ શનિવાર તા. ૧૯-૯-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ, તેનુ નામ સિદ્ધાત ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

असासए सरीरम्मि रई' नोवलभामहं ।
पच्छापुरा व चइयव्वे फेण बुब्बुय सन्निमे ॥

મૃગાપુત્ર કહે છે, હે માતા! હુ આ અશાશ્વત શરીરમા હવે રતિ પામતો નથી. આ શરીર વહેલું યા મોડું છોડવાનુ જ છે, પાણીના પરપોટા જેવુ આ શરીર ફૂટતા વાર ન લાગે તેવુ છે. આત્મા જ ચૈતન્ય શાશ્વત નિત્ય છે. જેને આત્મતત્ત્વનુ ભાન થયુ છે તે જીવો દેહમાં રાચતા નથી તેનો દેહાધ્યાસ છૂટે છે.' હું ચૈતન્ય, અનતગુણનો ધણી, અનંત દર્શન, જ્ઞાન, સુખ વીર્યનો ધણી, પરથી હુ જીવુ અને મરૂં તેવો નથી હુ અજર, અમર, અવિનાશી છુ જીવત નામની શક્તિથી જીવનારો છુ કોઈ સંયોગે મારી ઉત્પત્તિ કે નાશ નથી

**કોઇ સંયોગોથી નહિ, જેની ઉત્પત્તિ થાય,**
**નાશ ન તેનો કોઇથી, તેથી નિત્ય સદાય.**

ચાર્વાક મતવાળા માને છે કે, પૃથ્વી, પાણી, આકાશ, તેજ અને વાયુ આ પચ મહાભૂતોથી જીવ પેદા થયો છે, એ પચ મહાભૂતોના વિખરાવાથી જીવનો નાશ થાય છે આમ જીવનો વિનાશ માન્યો એટલે પરભવને ન માન્યો, એટલે મૂળમા જ મોટી ખામી કેટલાક, આત્માને ચોખા જેવડો માને છે, કેટલાક, દીપક, પ્રમાણે માને છે, કેટલાક, અ ગુષ્ઠ પ્રમાણે માને છે, કેટલાક એમ માને છે કે એક આત્મા બધામા પ્રકાશી રહ્યો છે. એક મત એવો છે કે જગત મિથ્યા છે, એક બ્રહ્મ જ સત્ય છે અદ્વૈતવાદીઓ એક જ આત્માને માને છે, "जले विष्णु, स्थले विष्णु, विष्णु पर्वत मस्तके" બૌદ્ધમતવાદીઓ આત્માને ક્ષણિક માને છે. એક ક્ષણે જે આત્મા છે તે બીજી ક્ષણે નથી વળી સાખ્યમતવાળા કુટસ્થ નિત્ય માને છે જનદર્શન પરિણામિ નિત્ય માને છે

આર્ય સમાજ એમ માને છે કે નિર્વાણ થાય એટલે આત્માનો નાશ થાય છે

જૈનદર્શન કહે છે કે, આત્માના પ્રદેશે પ્રદેશે જે કર્મ પડેલા છે તેથી વેગળો થાય, કર્મના ફળ કોથી મોકળો થાય ત્યારે તે આત્મા પરમ સુખનો ભોક્તા બની લોકાગ્રે બિરાજમાન થાય છે જૈન દર્શન સ્યાદ્વાદને માને છે આ માર્ગમા ક્યાંય ભૂલ થાય નહિ દ્રવ્ય નિત્ય છે, પર્યાય અનિત્ય છે કર્મના સંગથી છૂટે તેજ સિદ્ધ થાય સિદ્ધ ગતિએ પહોચ્યા પછી પણ આત્મતત્ત્વ ભૂસાતુ નથી. મારો જેવો આત્મા છે એવા અનંતા આત્મા છે મારો આત્મા શાશ્વત, તેમ દરેકના આત્મા શાશ્વતા છે હુ અજર અમર છુ મારો ત્રણ કાળમાય નાશ નથી. શરીર તે હુ અને તેના નાશે મારો નાશ થાય, એ ભ્રામક મિથ્યા મતિ છે અજ્ઞાની અજ્ઞાન દશામાં એમ માની રહ્યો છે, હાય હુ મરી જઈશ' એ ભય મિથ્યાત્વીને હોય સમકિતના આઠ અગ વર્ણવ્યા છે તેમાં પ્રથમ અગ "निस्संकिय છે નિશંકિત્વ છે પોતાને પોતાનો વિશ્વાસ હોય કે હુ મારાથી ટકવાવાળો છુ સમ્યગ્દૃષ્ટિ પ્રગટે છે પછી શંકા હોય જ નહિ

સ્વપરની વહેંચણી દૃષ્ટિમા લઈ લીધી તેને જડ એવા શરીરનો સંબંધ આત્મા ચૈતન્ય સાથે અલ્પતાભાવે છે એમ સજ્જડ બેસી જાય છે અજ્ઞાની માલિક બનવા જાય તો માલિક થઈ શકે નહિ, પણ તે માન્યતા તેને સંસારમાં રૂલાવનાર જરૂર થાય

સમ્યગ્દર્શન થયુ નિશંકિત ગુણ પ્રગટી ચૂક્યો, પછી તે ધન-અપજશ-મરણ વગેરે ભયનો ટાળણહાર બની જાય

છે મરવાનો ડર તેને લાગે? મરે છે કોણ? શરીર શરીર તો પરિવર્તનશીલ છે. શરીરને બાળે એટલે રાખ થાય તેનુ ખાતર રૂપે ખેતરમાં પરિણમન થઈ ખેતરમા દાણા રૂપે ઉપજે. દેહ બદલાય છે, પણ દેહી બદલાતો નથી મકાન અને મકાનધણી, પોપટ અને પાંજરૂ, બને જુદા છે, તેમ દેહ અને દેહમાં વસનાર આત્મા પણ જુદો છે છતા આ દેહની ટાપટીપ કેટલી કરો છો? દેહ પાછળ આટલી પીંજણ શી માંડી છે? અરીસામા દેખાય છે તે તું નથી પ્રતિબિંબ દેખાય છે તે તો જડ દેહનુ છે પ્રતિબિંબ તે વિસ્રસા પુદ્‌ગલ છે, દેહ તે પ્રયોગસા પુદ્‌ગલનુ છે જાણનાર જોનાર તુ જુદો છે, પ્રતિબિંબ જ્ઞેય છે, તુ તેનો જ્ઞાતા છે તેવી બુદ્ધિ રાખે તો દોષ ન આવે, પણ દેહ મારો, અને હુ તેનો, એ માન્યતામા જ્યારે અશાતા વેદનીય કર્મ ઉદય આવે ત્યારે તેના મોઢા કરમાઇ જાય છે. ભૂતકાળની સપાટી પર દ્રષ્ટિપાત કરો અનંત કાળમા અનંતીવાર આવા દેહ લીધા અને મૂકયા તેજસ અને કાર્મણ શરીર તો જીવને લાગ્યા જ પડયા છે ચૈતન્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જુદા અને જડના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ જુદા છે આત્મા દ્રવ્યથી એક ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશી, કાળથી અનાદિ અનંત, ભાવથી અનંત જ્ઞાન–દર્શન–ચારિત્રમય જડ પરમાણુ દ્રવ્યથી એક, ક્ષેત્રથી એક પરમાણુ રહે તેટલી જગ્યા રોકે કાળથી અનાદિ અનંત, ભાવથી અનંત વર્ણ રસરૂપ ગંધ સ્પર્શ, ગુરૂ લઘુ–અગુરૂ અલઘુ પર્યાયવાળા તે તેનામા અને તુ તારામા બન્ને દ્રવ્યો જુદા જુદા વર્તે છે, છતા અજ્ઞાનીની દશા તો જુઓ! કોઇ તુકારો કરે તો આકુળવ્યાકુળ થઇ જાય મને કોણ કહેનાર? અરે ભાઈ! તને કોણે કીધુ! તને (આત્માને)

ઓળખે છે કોણ? કાળ ન પહોંચે ત્યાં ગાળ શેની પહોંચે! કાળનો પણ હું જ્ઞાયક છો, પણ કાગ તને જાણી શક તો નથી. મને કીધું એમ બોલનારને પૂછીએ કે હું કોણ? તારૂં નામ શું? બોલ? માધવજી નામ કોનું? કોઇ સગ્રામી બોલાવે કે માધવજી બહુ ધર્મિષ્ઠ માણસ છે તે સાભળે ત્યાં ફૂલાય. અને માધવજી હરામવૃત્તિનો છે એમ કહે ત્યાં ટૂંકો થઈ જાય પણ શરીર તે હું નથી. મન,વાણી, ઈન્દ્રિયો, કાયા એ બધાથી નિરાળું તત્વ આત્મા છે તે અખંડ અભેદ, અવિનાશી છે જેણે આ પ્રમાણે આત્માને જાણ્યો, પછી ક્રમે ક્રમે મોહનીય કર્મ ને તેનું થાણું આત્માની હદમાંથી ઉપાડયે જ છૂટકો છે અંતરાત્મા ને બહિરાત્માનું આ હુલ્લડ યુદ્ધ છે અંતરાત્મા બહિરાત્માને જીતે તોજ પરમાત્મ દશાને પ્રાપ્ત કરે.

મહાયુદ્ધ સંગ્રામમાં જીતે જે પોતપોતા દશ લાખને
તેથી એક દુરાત્માનો વિજેતા જય મેળવે

એક વાસુદેવ હોય તેની સામે દશ લાખનું સૈન્ય ખડું હોય, છતાં વાસુદેવ જ્યાં એક શંખ ફૂંકે ત્યાં સામેનું લશ્કર લશ્કર કાપથી સૂઈ જાય અને જ્યા ધનુષ્યનો એક ટંકાર થાય ત્યા બધું સૈન્ય નાસભાગ કરે. આવા વાસુદેવ કરતા પણ દુરાત્મા ઉપર વિજય મેળવનાર સાચો વિજેતા છે વિજયની વરમાળ દુશ્મનની સામે થનારને પહેરાવાય છે પણ પીઠ બતાવનારને નહિ કર્મ તો કૂતરાં છે હાવ હાવ કરશે, જો ડર્યો તો કરડવું મેલશે નહિ અને જો સામી છાતીએ ચાલીશ તો પાછા પડી જશે. એટલે કર્મની જે ૧૪૮ પ્રકૃતિ છે તેની સામે થા **तच्च सिस धिति कुच्वेह** સત્યમા ધીરજવાન બન કાયો માણસ સત્યમા નિષ્ઠાવાન

બની સર્વ કર્મોની નિર્જરા કરી નાખે છે નિર્જરી ગયેલુ કર્મ ફરી ચોટતું નથી જે કોલસાની રાખ થઇ જાય, તે પછી સળગી શકે નહિ એમ જે કર્મ આત્મ પ્રદેશથી ખરી ગયુ છે તેમાં એવી તાકાત નથી કે ફરી ચોટી શકે તૂટેલુ ફળ ફરીવાર ઝાડને ચોંટી શકે નહિ તે ન્યાયે અજ્ઞાનીઓએ કર્મ ઉપર બહુ વજન દીધુ છે કર્મ નચાવે તેમ નાચે છે. પણ કર્મને ઉત્પન્ન કર્યો કોણે! પોતે જ ઉત્પન્ન કરનાર શુ તેનાથી દબાય? સાક્ષાત્ તીર્થંકર દેવનો જોગ હશે કે મહાવિદેહ ક્ષેત્ર હશે, તો પણ બાંધેલા કર્મો તો તારા પુરુષાર્થથી જ હટી શકશે, બીજુ કંઈ પણ કામ લાગશે નહિ પુરુષાર્થ તારે જ કરવાનો છે ઘરવાળી ધર્મ કરશે અને વિમાન આવશે ત્યારે તું ડાડીયો ઝાલી લે, એવું આ ધર્મ કહેતો નથી તુ કર તો તને પોતાને જ લાભ છે. ભવ બંધ ટાળવા હોય તો સત્ય હકીકતને પામ તું તને જો આત્મ સ્વભાવમા રમણતા કર.

મૃગાપુત્ર કહે છે આ શરીર પ્રત્યે મને જરાયે રતિ થતી નથી

"જેવો કુંજર કેરો કાન, જેવો સંધ્યા કેરો વાન,
જેવું પાકું પીપળ પાન, એવું જોર જુવાનીનું જાણ,
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણી તણો પરપોટો,
જેવો સુંદર કાચનો ફોટો, તેવો અસ્થિર સંસાર છે ખોટો."

હાથીનો કાન ચચળ છે તેમ આ જીવન ચચળ છે પીપળાના પાકા પાનને ખરતા શી વાર? તેમ રાત્રી–દિવસો પસાર થઈ રહ્યા છે. મનુષ્યના આયુષ્યને ખરતા શી વાર છે?

આયુષ્ય પૂરૂ થાય ત્યારે કોઈ દવા ઇન્જેકશન કે ઓકસીજનના બાટલા બચાવી શકે નહિ આ દેહ ફૂટેલ કાચી

માટીનુ ભાઠ સમાન છે માટે મોહ છોડો, દેહાધ્યાસ ત્યાગો

કોઈ એક શેઠની પત્ની ધર્મ પામેલી હતી પોતાના પતિને કહે છે, હવે ઉંમર પૂરી થવા આવી છે કઈ પણ વસ્તુ તમારી સાથે નહિ આવે, માટે ધર્મધ્યાનનુ કંઈક કરો. વ્યાખ્યાનમા આવો, સત્સગ કરો. સત્સગ કરવા જેવો છે શેઠ કહે છે, 'હુ ક્યા કાલ મરી જવાનો છુ ! નિરાતે પછી ધર્મ કરીશ હમણા તો મને પેઢી—આડતિયા એ બધુ સભાળવા દે અમુક સમય બાદ શેઠ માદા પડયા શેઠ કહે જલદી ડોકટરને બોલાવો, દવા લાવો હુ બચીશ કે કેમ ! ડોકટરને બોલાવવામા આવ્યા નાડ જોઈ અમુક દવા લખી આપી. મુનીમે બજારમાંથી દવા લાવી શેઠાણીને સોપી. શેઠાણીએ દવા કબાટમા મૂકી તાળુ મારી દીધુ

શેઠ પૂછે છે મુનીમ દવા લાવ્યો ! શેઠાણી કહે હા, પણ દવાનુ અત્યારે શુ કામ છે ! દવા પછી દઈશ કાલ ક્યા મરી જવાના છો ? દવા ગોળી વગેરે મે બધુ સાચવીને રાખી મૂક્યુ છે મૃત્યુના આગલે દિવસે દવા દેવાશે. શેઠે કાન પકડી લીધા કે ધર્મ ને વાયદે ન મૂકાય ધર્મ ઘડપણે રાખવા જેવો નથી. તમે મે ટા થશો અને ઘડપણ આવશે તેની શી ખાત્રી છે ! માટે અવસર પ્રાપ્ત થયો છે તેમાં ધર્મ નહિ કરો તો પસ્તાવો થશે.

શેઠને તે દિવસથી ધર્મમાં ભાવના થઈ તમારે આવી સ્ત્રીઓ ઘરમા છે ને !

મૃગાપુત્રને હૈયે બેસી ગયુ છે કે આ શરીર અશાશ્વત અનિત્ય પાણીના પરપોટા જેવુ છે શરીરમાં હવે રતિ ઉત્પન્ન

થતી નથી માતા રજા આપો ! મારે દીક્ષા લેવી છે, વળી પણ શુ કહેશે તે અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૫૯ મું

### સં. ૨૦૨૦ ભાદરવા શુદ ૧૫ રવિવાર તા. ૨૦-૯-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ તેનુ નામ સિદ્ધાત મૃગાપુત્ર માતાપિતાને કહે છે, "અનત કાળે પણ માનવ દેહ મળવો દુર્લભ છે ઈન્દ્ર-દેવ આદિના દેહને દુર્લભ ન કહ્યા અને માનવ દેહ દુર્લભ કેમ કહ્યો ? મોક્ષ માર્ગની સાધના કરવાનુ ક્ષેત્ર માનવ ભવ છે બીજા કોઈ ભવમા સાધના થઈ શકતી નથી આવો દુર્લભ મનુષ્યભવ પણ કાયમ ટકવાવાળો નથી આયુષ્ય ક્ષણે ક્ષણે કપાય છે, જન્મ થયા પહેલા તો સવાનવ માસનુ આયુષ્ય ગર્ભમા કપાઇ ગયુ અન્ય દર્શનીકો કહે છે કે પાચમે મહિને ગર્ભમા જીવનો સચાર થાય છે આવી માન્યતા કેટલાક જૈનભાઈઓ પણ ધરાવે છે, હવે જો જીવ ન હોય તો ગર્ભમા પાચ માસ વધ્યુ શુ ? પહેલે સમયે ઉત્પન્ન થાય ત્યારે ઓજ આહાર ખેચે છે, પછી શરીર બાધે છે અને પછી ઇન્દ્રિયો બાધે છે ત્રણ પર્યાપ્તિ બાધ્યા વિના કોઈ જીવ મરતો નથી શ્વાસોશ્વાસ પર્યાપ્તિ બાધતા મરી જાય તો અપર્યાપ્તો મર્યો કહેવાય જેટલી પર્યાપ્તિ હોય એમા અધૂરી રહે એટલે અપર્યાપ્તો કહેવાય આહાર, શરીર, ઇન્દ્રિયો, શ્વાસોશ્વાસ, ભાષા અને મન આ છ પર્યાપ્તિએ જીવ પર્યાપ્તો થાય છે પછી પ્રથમ માસે

શ્લેષ્મ જેવો, બીજે પાણીના પરપોટા જેવો, ત્રીજે બોરના ઠળિયા જેવો ચોથે મહિને લોટની કણક પીંડ જેવો, પાંચમે માસે નખ, કેશ રૂવાટી ફૂટે અને પછી ક્રમે ક્રમે વિકાસ પામતો સવા નવ મહિને જન્મ થાય છે આયુષ્યની અણુતરી તો ગઈ અતિમાંથી છૂટયો ને વાટે વહેતો થયો ત્યારથી થાય છે

જીવ શરીરને (પુદ્ગલને) ગ્રહણ કરે છે તેને મૂકવાનો અવસર અવશ્ય આવવાનો છે સંયોગ તેનો વિયોગ થવાનો જ છે કારણ કે આ દેહ છૂટવાના સ્વભાવવાળો છે વળી રોગો ભવન છે અનેક રોગો આ શરીરમા વાસ કરીને રહ્યા છે જ્યારે રોગના ફણગા ફૂટે ત્યારે આત્માનાં પરિણામ ક્યા પ્રકારના થાય છે ? જ્ઞાની હોય તે ધર્મના આધારે, સત્સંગના આધારે, બીજે રવાડે ન ચડતાં સમતા રાખી શકે છે, કારણ કે જીવનમાં ધર્મને કેળવ્યો છે ત્યારે અજ્ઞાની આત્માઓ આર્તધ્યાનમાં ચઢી, નવાં નવાં ઘણાં કર્મ બાંધે છે

કોઈ એક ગરાસિયાને હાથમા કેન્સર થઈ ગયુ સર્જનને બતાવતા કહેવામાં આવ્યુ કે હાથ કપાવવો પડશે નહિ તો સેપ્ટીક થઈ જતા મૃત્યુ થવાનો સંભવ છે ગરાસિયો હાથ કપાવવા તૈયાર થયો સર્જને કલોરોફોર્મ સૂઘાડવા તૈયારી કરી. ગરાસિયો કહે, મને બેભાન બનાવી ઓપરેશન કરવુ છે ? આ લ્યો ! મારો હાથ કાપી નાખો સર્જન વિસ્મિત થયો હાથનુ ઓપરેશન વગર કલોરોફોર્મ સૂઘાડયે કર્યુ, છતાં એક આંસુ આંખમાથી ન પડયુ કે ઊંચો નીચો હાથ ન થયો.

આત્માની શકિત અનંતી છે કેળવી હોય તો જરૂર પ્રગટે. બાકી તો કમાડની ચીપટી આવતા કે રોટલી ફેરવતાં ઉની આચ લાગતાં "વોય વોય" કરી નાખે, હાલવું પડે ત્યા "હાશ" કરી બેસે કારણ કે કેળવ્યું નથી તેના આ આચાર છે જે દુઃખ–વેદના આવી છે તે તારૂ કરેલું આવ્યું છે ઉચો-નીચો થા, ધમપછાડા કર તે કોને માટે? શેને લઇને તારૂ અગ રહી ગયુ ? તુ કોઇને પાડ કરી દેવા દર્દને વેઠે છે? જ્ઞાની કહે છે કે કર્મના કાટ ઉખેડવા પરમેશ્વરનો જાપ કરવા માડ. મનને જપ વળે તે જાપ, નહિતર વેઠ છે. "જા પારા પારો આવ્યો, બીજા પારાનો વારો આવ્યો" એમ માળા લઇ બેસવાથી ધ્યાન કે જાપ ન થાય ભગવાન કહેછે, જે કઈ તુ કર તે ઉપયોગપૂર્વક કર. ઉપયોગ વગરનો ભાવ નિક્ષેપ નથી. ઉપયોગના જોડાણ વગરનુ પ્રતિક્રમણ દ્રવ્ય પ્રતિક્રમણ છે, ભાવપ્રતિક્રમણ નથી.

સંવત્સરીને દિવસે અહી લગભગ ચારથી પાચ હજાર ભાઇઓએ પ્રતિક્રમણ કર્યું હશે, તેમા ઉપયોગપૂર્વક કેટલી વ્યકિતનુ થયુ હશે? ઉપયોગનુ જોડાણ કરવુ તે જેવી તેવી વાત નથી મનને ખૂબ કેળવ્યુ હોય તે જ ઉપયોગ સાધી શકે ઉપયોગે ધર્મ કહ્યો છે ઉપયોગનો ઉઘાડ કરવાની ભૂમિકા આ માનવભવ છે ધારે તો મનુષ્ય કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકે છે જે ભાવપૂર્વક એકાગ્રચિત્તથી વસ્તુ સ્વરૂપને પામ્યો છે, તે કદી હિમત હારતો નથી જે વિદ્યાર્થી વરસ દરમ્યાન રમત ગમતમા જીવ બહાર રખડતો રાખતો હોય તેને પરીક્ષાના સમયે શકા રહે કે પાસ થઇશ કે નહિ! પણ જેણે બરાબર વાચ્યુ હોય તેને તો ખાત્રી હોય કે હું

પાસ થઈશ. પહેલું હેવું જ કબૂલાત આપે છે ક્ષયોપશમ જ્ઞાનના વાંધા, એટલા અભ્યાસમાં કાચા જેણે કોર્સનો અભ્યાસ પૂરેપૂરો ન કર્યો હોય તેને સંદેહ રહે છે તેમ તમારી જિંદગીની મહેનત મરવા સમયે દેખાશે. હસતા ચહેરે જશો કે રોતા ચહેરે ! ડોક્ટર ન પહોંચ્યા,' અમુક ઈંજેક્શનો ન મળ્યાં, એટલે મરવું પડે છે એ મળી જાત તો શું જીવી જાત ! એમ માની બેઠા છો ! આયુષ્ય કર્મ સ્વતંત્ર છે તેનું ભાન છે ? આયુષ્ય વધે નહિ છતાં જીવવા માટે ફાંફાં કેટલાં નાખો છો ?

જિવન જીવવા માટે પૈસા નહિ કમાઉં તો ખાઈશ શું ? જે ગતિમાં ગયો ત્યાં પ્રથમ ઓજ આહાર લ્યે છે એટલે પ્રથમથી જ આહારની ચિંતા, તે મરે ત્યાં લગી આહારની ચિંતા સેવે. ચકલાં, કબુતર વગેરે તિર્યંચોને પણ ખોરાક તો મળી જાય છે, તેઓ કોઈએ પેટી-પટારા ભર્યો છે ? ભાગ્ય પ્રમાણે ભોગવાય છે રાજ્યદરબારોમાં જાતજાત ઘોડા પાછળ પચાસ માણસો રાખવામાં આવે છે પશુની તહેનાતમાં માણસો ખડે પગે ઉભા રહે છે કંઈક કૂતરાઓને મોટરમાં ફેરવાય છે સાહેબ લોકો હાથીની અંબાડીમાં બેસતા ત્યારે કૂતરા પણ હાથીની અંબાડી ઉપર સાથે બેસતા. સર્વ પુણ્ય કરીને આવ્યા હોય તો તિર્યંચ ગતિમાં પણ રોમ રોમ સાહ્યબી ભોગવે. જે સાહેબ અન્ય સાથે વાત ન કરે તે તેના પ્રથમ ડૉગ સાથે વાત કરે. તેને ખીલાવે, રમાડે, ભોજન કરાવે. પુણ્યની પુંજીથી સૌ ખાય છે પીએ છે પણ કોઈ સોદો કાપીને નથી આવ્યા. ઘરમાં પચીસ જોડ કપડાંની હોય પણ પહેરાય ફક્ત એક જ જોડ. તેમ ઘરમાં બધી સામગ્રી હોય ને

ખૂબ ખાઓ તો કેટલુ ખવાય ? વધારે ખાઓ તો અજીર્ણમા આયુષ્ય ઘટે, માટે જ્ઞાની કહે છે, જોઈએ તેટલો ઉપયોગ કરવામાં પણ જરૂરિયાત ઘટાડી વૃતિસંક્ષેપ કરો પરિગ્રહ કારમો છે, દુ:ખદાયક છે.

આચારાંગ સૂત્રમાં ભગવાન કહે છે, તૃષ્ણા અનંતી છે, આયુષ્ય સંખ્યાતું છે. એક જીવની તૃષ્ણા પૂરી પાડે તેટલાય પદાર્થો આ જગતમા નથી તો અનંતા જીવોની અનંતી તૃષ્ણા કેમ પૂરી પડશે ?

**ઢગ સુવર્ણ રૂપાના, હો કૈલાસ સમા ભલે,**
**ન ધીપે લુબ્ધની તૃષ્ણા, નભ જેવી અનંત તે.**

મેરૂપર્વત જેવડા સોના-રૂપાના ઢગલા કરી એક માણસને તે સોંપી દીયે, છતાં તેની તૃષ્ણા પૂરી પડે નહિ. ઇચ્છા આકાશ સમાન અનતી છે જે વખતે જે ઇચ્છા હોય તે સમયે તે વસ્તુની હયાતી હોતી નથી અને હાજર હોય ત્યારે બીજી જ ઇચ્છા ઉભી થાય છે, એટલે ઇચ્છાને અને વસ્તુને મેળ ખાય નહિ એમ સમજીને ઇચ્છા ન કરો "ઇચ્છા હૈ દુ ખ મૂળ", ઇચ્છા કરવી તો મોક્ષની ઇચ્છા કરવી.

**સુખ પ્રાપ્ત કરતાં સુખ ટળે છે લેશ એ લક્ષે લહો,**
**ક્ષણ ક્ષણ ભયંકર ભાવ મરણે કાં અહો રાચી રહો.**

મોટાઈ, આબરૂ, ધન, મેળવવા જીવ ઘણુ કરી નાખે છે, ને પરમાર્થે પાછો હઠે છે ફાળામા કોઇ કહેશે, તમારા હજાર લખુ ? તો કહેશે એટલા બધા ન હોય. કેમ ભાઈ? દાન કોઈને પાડ કરી દેવા કરે છે ? તારે તો તારા લોભ કષાયને ટાળવા દાન કરવાનું છે બગાળની અદર એવો રિવાજ કે દાતા દાન આપીને દાન લેનારને પગે લાગીને

આભાર માને કે તમે મને દાન દેવાની તક આપી. જો કોઈ લેનાર નહોત તો હું દાન કેવી રીતે કઈ શકત ! માટે જે તક આપી તે માટે પગે લાગે છે તમે દાન કઈને આભાર માનો છો કે દબડાવો છો ? હું હતો એટલે મે આટલુ દીધું, પણ બીજો હોત તો ઉભો ન રહેવા દેત. આમ બોલેને ! દશ આટા ખવરાવે નવાં નવા તૂત ઉભાં કરે તારે ન દેવું હોય તો ભલથી ના કહી દે પણ પોતાની વાત રાખવા કઈક દાવપેચ કરે છે ગરીબનાં ટાંટિયા ઢસરડાવેછે તે બંધ કર અભિમાનની ખુમારીમાં માણસ હજારોનું પાણી કરી નાખે છે કોઈ લગ્નમાં દશ હજાર ખર્ચે તો હું પચાસ હજાર ખર્ચી બતાવું કે હું કઈક છુ આ બધી ચડસાચડસીમાં કેટલા ઉતરો છો ? દેખાદેખી પાછળ કેટલા ચડો છો ? આયંબિલના રસોડે દેશાવાસીમાં વીસ બીજ થતી હોય, તો અમે પચીસ કરીએ છીએ. આયંબિલમા વધુ દ્રવ્ય લેવાય તે ઠીક કર્યું કે ઓછા દ્રવ્યે વૃત્તિસંક્ષેપમાં ઉતરો તે ઠીક કર્યું કહેવાય ? કદી ખોટી સાઠમારીમા ઉતરી ખોટા ખર્ચો કરશો નહિ

કોઈ એક કરોડાધિપતિ શેઠનો, મુનીમ શાક લેવા મારકીટમાં ગયો. આજે બજારમાં નવાં શાકમાં ભીંડા આવેલા છે મુનીમ ટોપલાવાળા પાસે ભીંડા ખરીદવા ભાવ નક્કી કરતો હતો, તેટલામા એવા જ બીજા શેઠનો મુનીમ આવી ચડયો એમણે પણ ભાવ પૂછવા માંડયા

પહેલા મુનીમે બીજા મુનીમને કહ્યુ 'તારો શેઠ નવાં શાકમાં શુ ભીંડા ખાઈ શકવાનો હતો ? તે તો મખ્ખીચૂસ છે મખ્ખીચૂસ માટે રહેવા દે, ત્યારે બીજો મુનીમ કહેવા

લાગ્યો, તારો શેઠ વળી શું ખાવાનો છે? આવા કિમતી ભીડા તે ન ખાય ટોપલાવાળો કહે છે ભાઈ! તમે બન્ને જણા ભીડા લઈ જાઓ. પરંતુ આ બન્ને વચ્ચે જોરદાર ચડસાચડસી ચાલી વાત આગળ વધી. ટોપલાની હરરાજી થઈ. છ રૂપિયાના ભીડાના ટોપલાના એકસો બોલાયા ટોપલાવાળો હેબતાઇ ગયો, આ શુ ગાડા થઇ ગયા હશે? બન્ને જણા વધવા લાગ્યા એમ કરતા આકડો છત્રીસ હજાર સુધી પહોંચ્યો એક મુનીમે ટોપલો લઈ શેઠ કને આવ્યો. કહ્યુ, શેઠજી! આ ભીંડાના ટોપલાના છત્રીસ હજાર રૂપિયા ગણી આપો શેઠ કહે, શુ ભીડાના એક ટોપલાના છત્રીસ હજાર! કઇ ભાગબાગ તો પીધી નથી ને! મુનીમે કહ્યુ, શેઠજી! આતો છત્રીસ હજારમા પત્યુ, કદાચ એથીયે વધુ રકમ આપવી પડત. કારણ કે આમા તો નાકની વાત હતી જો આ ટોપલો ન લીધો હોત તો આપની બદનામી થાત પછી મુનીમે બધી વિગત જણાવી. વાત સાભળી, શેઠ રાજી થયા શાબાશી આપી અને છત્રીસ હજાર રૂપિયા ગણી દીધા

આમ ઐશ્વર્યની ખુમારીમા, નામની ખાતર માણસ હજારોનુ પાણી કરી નાખવા તત્પર બને છે કોઈ શેઠ પાસે સાર્વજનિક દવાખાનાવાળા ફડ ફાળા કરવા આવ્યા. વિનયપૂર્વક બોલ્યા, શેઠજી! સારી રકમ લખાવો એટલે બીજા પણ સારી રકમ લખાવે, શરૂઆત તમારી પાસેથી થાય છે. તો કહે, લખો મારા સવાસો વધુ કરગર્યા ત્યારે ધક્કા મારી બહાર કઢાવ્યા એમ અધાશ્રમવાળા, સસ્તા અનાજની દુકાનવાળા, અનાથાશ્રમવાળા આવ્યા, બધાની એજ દશા કરી માગવા આવનારને સદ્‌ગૃહસ્થ તરફથી આવકારો મળવો જોઇયે તમારી

પાસે કોઇ નથી આવતા, તમારા દિવસ પાસે આવે છે ધક્કો મારનારા પોતાના પુણ્યને ધક્કો મારી રહ્યા છે જ્યાં જમવા બેઠા ત્યાં તાર આવ્યો કે મુંબઈની પેઢી ડૂબી ને લાખની ખોટ. તે લાખની ખોટ નીચી મૂકીને સહન કરી લ્યે, પણ અહી નોંધાવતા ટાઢિયો તાવ ચઢી જાય ખરડાનું નામ પડે ત્યા તો ટાંગા ધ્રૂજે પણ મરે ત્યારે ઓઢી બદામ પણ નહિ લઈ જવાય જેટલુ સત્કાર્યમાં ધન વાપરે તેટલુ પરભવની સદર પેઢીમા જમા થાય છે

કોઈ એક ગામમા એવો રિવાજ છે કે, રાજા દર છ માસે બદલાય છ માસ પૂરા થાય એટલે તેણે રાજ છોડી જંગલમાં ચાલ્યા જવું પડે આવી રીતે ઘણા રાજાઓ છ માસ રાજ્ય કરી જંગલમાં ઝૂંપડી બાંધી રહેવા લાગ્યા. અહીંયા સાહ્યબી ઘણી હોય, છતા કાંઈ લઈ ન જવાય તેવો રિવાજ હતો

એક વખત એક રાજાનો વારો આવે છે તે ગાદીએ બેસે છે પણ દિવસો ગણી રહ્યો છે નદીઓના રાગ ગાન તાન જોતો નથી. ઉદાસ રહે છે ત્યાં એક યોગી આવ્યા રાજાને પૂછે છે ઉદાસ કેમ છો ? રાજા કહે, મારે તો ફકત છ માસ રાજ્ય કરવાનું છે પછી જંગલમા ચાલ્યા જવાનુ છે કેટલાય આગળના રાજાઓ જંગલમા ચાલ્યા ગયા છે, તેથી હું ઉદાસ છુ યોગી કહે હે રાજન્ ! છ માસ સુધી તો તારી પાસે ખજાનો છે તે દરમ્યાન જંગલમા મહેલ બંધાવી લે છ માસમા છૂટે તેટલુ છોડવા માંડ. જંગલમાં ગયેલા રાજાઓને મદદ કરવા માંડ, તેથી તે બધા તારી તરફેણમા રહેશે "હાથ પોલો એનો જગ ગોલો" પછી જંગલની અંદર બધી અનુકૂળતા પ્રાપ્ત થશે. તેમ તમે પણ મનુષ્ય

ભવનું રાજ્ય પામ્યા છો અહીંથી ઉપડી કયાક તો જવાનાને? તૈયારી કરવા માડો તો આવતો ભવ ન બગડે.

પેલા શેઠની પેઢીને ધક્કો લાગ્યો, બહુ દુઃખી થયો. હજુ અર્ધો કલાક થયો, ત્યા બીજો તાર આવ્યો કે દીકરી વિધવા થઈ કલાક થઈ, ત્યાં ત્રીજો તાર આવ્યો કે દીકરો પાચમે માળેથી પડી મૃત્યુ પામ્યો. ત્યા એક કલાક પછી ચોથો તાર આવ્યો કે દીકરી કોલેજમા ભણતી હતી, તે પર નાતીલા યુવકને લઇને ભાગી ગઇ. આમ ચારને ધક્કા માર્યા હતા તેથી અશુભ કર્મના ઉપરાઉપરી ચાર ધક્કા લાગ્યા. એટલુ બધુ દુઃખ થયું કે હૃદય બેસી ગયુ. સાજ પડી ત્યા બધુ ય મૂકી શ્મશાન ભેગો થઇ ગયો. કંઈ સાથે ન લઈ ગયો. માટે જ્ઞાનીઓ કહે છે કે સ્વાધીનતાએ જેટલું છોડાય તેટલુ છોડો.

ભામાશા, જગડુશા, ખેમો દેદરાણી જેવા કેટલાય દાનવીરો થઇ ગયા, કેં જેમણે દેશ અને ધર્મ માટે સપત્તિ સમાજને ચરણે ધરી દીધી અભયદાન, ઔષધદાન, અન્નદાન અને જ્ઞાનદાનઃ આ ચાર પ્રકારના દાન છે તેમા પ્રથમ અન્નદાન. અન્નદાન એક ટકની ભૂખ ભાગે છે. પછી ઔષધદાન ગરીબ, માદા, રોગી માટે દર્દ ટાળવા જે પ્રબધ છે તે ઔષધ દાન કહેવાય. અભયદાન એટલે જિદગી સુધીનુ અભય ચોથુ જ્ઞાનદાન જે આ ભવમા તથા પરભવમા ભેગુ આવે, સાચી સમજ આવે, વિવેક આવે "પ્રથમ જ્ઞાન પછી દયા" છે, માટે સૌથી જ્ઞાનદાન શ્રેષ્ઠ છે જ્ઞાનદાન માટે આહીંના શિક્ષણસઘે જે ઝુબેશ ઉઠાવી છે તે પ્રશસાપાત્ર છે જ્ઞાનદાન ભવોભવની ભૂખ ભાગે છે, બાઇબલની લાખો નકલો છપાણી છે અને

તે બધી મફત જ આપવામા આવે છે ગામડામા ડોકટરો દ્વારા બાઈબલ દેખાવે, ફી ન લ્યે, ઉપરાંત વાંચવા માટે મફત ચોપડીઓ આપે. આપણા સ્થાનકવાસી જૈનસમાજમાં વિરાણી ભાઈઓ આ જ્ઞાનદાનમા બહુજ ઉત્તમ કામ કરી રહ્યા છે જ્ઞાનનુ પ્રચારકામ પ્રશસનીય છે જાણતો હશે તો પોતે ધર્માચરણ કરશે અને અન્ય દર્શનીઓને પણ ધર્મ પમાડી શકશે. જ્ઞાન વિના ઊંધુ મારે છે કોઈ કહે, અમુક સતી સ્ત્રીનો કુપ્પો ઝડાક્યો ને મડદા બેઠા થઈ ગયા એમ જૈન દર્શની માને ખરા? જીવના પ્રદેશ નીકળી ગયા પછી મડદુ બેઠુ થાય ખરૂ? કદી નહિ. દેહમાંથી પ્રાણ નીકળી ગયા પછી પુનઃ તે દેહમા પ્રવેશ કરે નહિ. વટસાવિત્રીવ્રતમા સાવિત્રીએ પતિને જમરાજાના પાશમાંથી છોડાવ્યો તેવી વાત આવે છે, પણ જીવ અરૂપી છે તેને રૂપી જમરાજા કઈ રીતે પકડી શકે? જ્યારે જમને જવાનો સમય આવશે ત્યારે તેને કોણ પકડી જશે? આવી કપોલ કલ્પિત વાત વહેતી મૂકીને વટસાવિત્રી વ્રત કરાવે. વર્ષે લોકો પણ કરે, તેનાથી શુ પતિનુ આયુષ્ય વધશે? શુ માની બેઠા છો? વધી વધીને વધે તે તૃષ્ણા અને ઘટી ઘટીને ઘટે તે આયુષ્ય ભણ્યા હોય તો ખબર પડે ને જાણે તે વિચારી શકે છે જેમ બને તેમ જ્ઞાનદાન પામો અને બીજાને પમાડો જ્ઞાનનાં સાધનો પૂરા પાડવાનું પ્રચાર કાર્ય ચાલી રહ્યુ છે તેનુ અનુકરણ ગામે ગામના સંઘે કરવા જેવુ છે પાચમા આરામા એવા કેટલાયે છે, કે જેને ધર્મ સામે જોવાનીયે પડી નથી

વળી પણ શુ કહેવાશે તે અવસરે

*

## વ્યાખ્યાન ૬૦ મું

સંવત ૨૦૨૦ના ભાદરવા વદિ ૧ ને સોમવાર તા. ૨૧-૯-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ. ઉત્તરાધ્યયન સૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ફરમાવતા મહાવીર પ્રભુ કહે છે. મનુષ્યભવમા ધર્મ કરી લેવો એ જ એક સારભૂત છે આ ઔદારિક શરીર વ્યાધિ અને રોગનુ આલય છે. આ શરીરમા સાડાત્રણ ક્રોડ રોમરાય છે તેમા દરેક રૂવાડે પોણા બેથી ઝાઝેરા રોગ છે રોગ સત્તામા પડયા છે ત્યા લગી ઠીક છે પણ રોગ જ્યારે ઉદયમા આવશે ત્યારે અજ્ઞાનતા હશે તો રોગ આંખમાંથી આસુ પડાવશે. માટે જ્ઞાનીઓ કહે છે, "આવા દેહની અદર મોહ કરવા જેવી કોઈ ચીજ નથી"

માંસ રુધિરમયને દુર્ગંધી, નર્ક સમાન નઠારું,
તું તેને કંચનમય માને, આવડું શું અંધારું.
પોપટ! તન પિંજર નથી તારૂં,
અંતે ઉડી જવુ પરબારું.

છે પરનુ પણ પરિચયથી તું, માની બેઠો મારું,
કયાંનો તું, કયાંનુ એ પિંજર, એ સમજે તો સારું.
પોપટ! તન પિંજર નથી તારું,
અંતે ઊડી જવુ પરબારું.

આ શરીર લોહી-માસ, હાડ-ચામ, વીર્ય, વાત-પિત્ત-કફથી ભરપૂર છે, અશુચિમય છે, મોહ ઉત્પન્ન કરવા જેવી કોઇ ચીજ નથી પુરુષના ૯ અને સ્ત્રીના ૧૨ દ્વાર મારફત જે દુર્ગન્ધી પદાર્થો નીકળે છે તેને તુ કચનમય માની

મેહ છે તે તારી અજ્ઞાનતાનું અખારું છે શરીર પરચીજ છે, આત્મા સ્વ ચીજ છે સ્વભાવમા રમવુ એ તારો ધર્મ છે, અનાદિ કાળથી જીવને દેહનો પરિચય પડી ગયો છે, આથી આત્મા જ્યાં ગયો ને જે દેહ મળ્યો તે દેહ ઉપર તે મૂર્છિત થઈ ગયો સવાર-સાંજ ખવરાવવુ, પીવરાવવુ, સ્વચ્છ રાખવુ શરીર ઉપર કપડા મેલા ન ચાલે, દાંત ખરાબ ન લાગે તે માટે બ્રશ લઈ સાફ કરે ઘરમા અવ્ય વસ્થિત ન દેખાય, એ માટે વાળીઝૂડી બે વખત સાફ કરે, કારણ કે આ બધુ જરૂરી લાગે છે તો પછી આત્માને સાફ કરવાની જરૂર ખરી? શરીર, કપડા, મકાન એ તો પર વસ્તુ છે એ તે પર વસ્તુ ઉપર કાળજી રાખો છો તો આત્મા તો સ્વચીજ છે તે માટે કાળજી ખરી?

વિષય, કષાય, રાગ, દ્વેષ, અજ્ઞાન, મોહ આદિ દોષો કયા પીઠે છે તે ધોઈ જવા બે વખત પ્રતિક્રમણ કરવું આવ શ્યક છે અજ્ઞાની લોકો કહે છે કે અમને પ્રતિક્રમણમાં રસ નથી, તો શું તમને પાપક્રિયામાં રસ છે? દેહને પંપાળવામાં, બૈરા છોકરાને સમજાવવામા રસ પડે છે ને આમાં કેમ રસ નથી પડતો? દોષો ટાળવા મુસ્લિમો નમાજ પઢે છે ખ્રિસ્તીઓ -અઠવાડિયે રવિવારે પ્રાર્થના કરે છે બ્રાહ્મણો સંધ્યા-ગાયત્રી કરે છે તેમ આત્માની મલિનતાને સાફ કરી નાખવા જૈનો માટે પ્રતિક્રમણ એ આવશ્યક ક્રિયા છે; તે કરવી જ જોઈએ

વેપારીનો દીકરો થઈ નામુ ન શીખે તે ચાલે? નામુ ન શીખેલા પેઢી ઉપર બેસે તો શુ કરે? તેમ તમે તમારા બાળકોને કહ્યુ છે કે જૈનના બચ્ચાને પ્રતિક્રમણ તો આવડવુંજ જોઈએ! રાજકોટમા જૈનની વસ્તી અઢી હજાર ઘરની કહેવાય

છે, ઘર દીઠ એક એક છોકરો-છોકરી ગણો તો કેટલી સંખ્યા થાય ? છતાં જૈનશાળામા હાજરી કેટલાની ? કેટલી ઉપેક્ષા-વૃત્તિ છે ! અરે, અજ્ઞાનીઓ તો એવું કહેનારા પણ પડયા છે કે આ ભણીને શુ દાળીયા થાય! સાંસારિક ભણતર તો દેણુ કરીને પણ ભણાવશે જેને આ લોક-પરલોકનો ભય નથી, કર્મ બંધનો ભય નથી, એવા અજ્ઞાની જીવો રંગરાગમા પડયા છે બાળકો સાથે સિનેમા જોવા જશે, પણ ઉપાશ્રયે જઈ પ્રતિક્રમણ કરવાનુ નહિ બને, કારણ કે પ્રતિક્રમણના રહસ્યની ખબર જ નથી સમગ્ર જીવનની શુદ્ધિનો સાર એક પ્રતિક્રમણમા કહ્યો છે, તારા સંકલ્પ-વિકલ્પ, અધ્યવસાય કેવા છે તે આગમથી જાણ.

**આગમ અરીસો છે** જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ મુખ્ય મોક્ષ-માર્ગ છે તે વિના મોક્ષ થયો નથી, થતો નથી અને થશે પણ નહિ. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપમા કયાક ગાબડુ પડી ગયુ હોય, તો તે અતિચાર સંભાળી લઈ પ્રતિક્રમણ કરવુ જરૂરી છે આજે તો એક જણ પ્રતિક્રમણ કરાવતો હોય અને દશ જણા ઊંઘ ખેંચતા હોય ઓઘે ઓઘે ક્રિયા કર્યે જાય પચાસ પચાસ વર્ષથી ઉપાશ્રયના પગથિયા ઘસી નાખ્યા, છતા પ્રતિક્રમણ મોઢે ન આવડે. અરે, સામાયિકના આઠ પાઠ પણ ન આવડે ? મહિલા મંડળ ચાલે, જૈનશાળા ચાલે અને તમે રહી જાઓ છો ભાઈઓ માટે ખાસ જ્ઞાનાભ્યાસના કલાસની જરૂર છે જેને ત્યા દુકાળ હોય ત્યા દાણાની રાડ પડે, પણ ખેડૂત કુશળ હોય, વરસાદ સારો થયો હોય, ખેતરમા સરસ અને ઉત્સાહપૂર્વક વાવણી કરી હોય, પછી તો મબલખ પાક ઉતરે અને કોઠીઓ

ભરાઈ જાય, છતાં ભૂખના પોકાર પાડે તો એના જેવો આળસુ બીજો કોણ? જેવી રીતે છોકરો ન ભણ્યો હોય તો માબાપ કહેશે ભણીશ નહિ તો શું રામેશુ હાથમા લઈ ભીખ માગીશ તોય આરો નહિ આવે તેમ અમારાથી તમને તો ન કહેવાયને! પરંતુ અત્યારે અવસર મળ્યો છે તો કરી લ્યો.

ભગવતી સૂત્રમા ભગવાને કહ્યું છે કે જ્ઞાન અને શ્રદ્ધા પરલોકમા સાથે આવે છે દેવલોકમા ઉત્પન્ન થયેલા સમકિતી આત્માઓ ભગવાન ક્યાં બિરાજે છે તે અવધિજ્ઞાનમાં ઉપયોગ મૂકીને જુએ છે પછી પ્રભુ પાસે પહોંચી, વંદન કરીને ભગવાનને પૂછે કે હું ભવી? કે અભવી? સમકિતી કે મિથ્યાત્વી? ચરમ શરીરી કે અચરમ શરીરી? પરિત્ત સંસારી કે અપરિત્ત સંસારી? આમ સમકિતી આત્માઓને હૃદયમા ભાવ ઉત્પન્ન થતાં ભગવાનને પૂછી નિર્ણય કરે ભગવાનના વચનની છાપ પડી ગઈ તે ફરે નહિ. આઢી કમાણી કરી હોય તો કામ લાગે પણ આઢીથી જ ધર્મ મા લૂલો, પાંગળો હોય, જાણે ખોડાં ઢોરની પાંજરાપોળ જોઈ લ્યો! જ્યારે ઢોર ન હોય તે ક્યાં મૂકાય? પાંજરાપોળમાં; તેમ ઘરડાં માવતરને તમે ક્યાં મૂકો છો? ઉપાશ્રયેને? ઉપાશ્રય એ ઘરડાં માટે છે કે આબાલ-વૃદ્ધ બધા માટે ધર્મ કરવાનું સ્થાન છે?

જ્યાં સુધી ઇન્દ્રિયો કામ કરે છે, ઘડપણે પેશ બાંધ્યો નથી ત્યાંસુધીમા ધર્મ કરી લ્યો. પછી ઘડપણમાં તે આત્મા નબળા પડી ગયા હોય, શકિત ક્ષીણ થઈ ગઈ હોય ત્યારે શુ ધર્મ કરી શકશો? આ મન-શકિત કેળવી લેવાની ખાસ જરૂર છે

ધર્મ બે પ્રકારનો કહ્યો છે એક દેશવિરતિ આગાર ધર્મ છે અને બીજો સર્વ વિરતિ અણગાર ધર્મ છે તેમા અણગાર

ધર્મને શ્રેષ્ઠ કહ્યો છે નવ નવ કોટિએ આશ્રવ-પાપનો ત્યાગ કરી આત્મ-સ્વરૂપમાં રમણતા કરવી તે અણગાર ધર્મ છે. જેના મોહ, મમતાના દોર છૂટી શકતા નથી તે સાધકને પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત એમ બાર વ્રતો અગીકાર કરવાના હોય છે ઘણા શ્રાવકોએ આ વ્રતો લીધા છે

શ્રદ્ધાના બે પ્રકાર છે નૈસર્ગિક અને અધિગમ. સ્વય સાતેય પ્રકૃત્તિઓનો ક્ષયોપશમ થાય, વાદળા વિખરાય જાય, અને સૂર્ય પ્રકાશે, તે પ્રમાણેની શ્રદ્ધા પ્રગટે તે નૈસર્ગિક શ્રદ્ધા અને ગુરુ પાસેથી મેળવે તે અધિગમ શ્રદ્ધા કરવી એ પુરુષાર્થનો વિષય છે

તમને પુણ્યની મોટર-ગાડીએ મોક્ષના દરવાજા સુધી ખડા કરી દીધા હવે આત્મ-તત્ત્વ તે સત્ય છે, પ્રમાણ છે, તેમા શંકા-કખા નથી તત્ચિત્ત, તદ્ભાવ, તદ્લેશ્યા અને તદ્અધ્યવસાય પૂર્વક નિજ દ્રવ્યમા ઓતપ્રોત થઈ જવા માટે પુરુષાર્થ જોઇશે મોક્ષ કેવળ વાતોથો ન મળે આહીં તો "કરેગે યા મરેગે"ની વાત છે શ્રાવક કાયરતા કબૂલે છે એ તો એમ કહેતો હોય કે ધન્ય છે પચમહાવ્રતધારીને ! અને મને અધન્ય છે ત્રણ મનોરથ ચિતવતા હોય છે. આવા ઘણા શ્રાવકો થઇ ગયા કેટલુ અપાર ધન, કેટલુ સાસારિક સુખ ! એવી સાહેબી તમારે છે? ના, છતા શેમા લપટાઇ ગયા છો ?

શ્રાવકો ત્રસ જીવોને હણવાના પચ્ચક્ખાણ કરે છે, એમા સઅપરાધીની છૂટ રાખે છે, તેમાં પણ વિગલેન્દ્રિય વિના

ફક્ત પંચેન્દ્રિય સઅપરાધીની છૂટ રાખે છે, કારણ કે ન છૂટકે એજ પ્રમાણે ફરજ સાચવવા પૂરતી શિક્ષા કરવી પડે છે, પણ હણવા નિમિત્તે હણવાનાં પચ્ચક્ખાણ હોય છે

આજે વ્રતનાં પચ્ચક્ખાણ લેવાનું કહીયે, તો કહેશે. વરસ દિવસના દેજો. હાં, ભાઈ ! એમાંય પાછાં છીંડાં, દરેક વ્રત લેઈ જાવ પાંચેય અણુવ્રત જાવજીવનાં છે તમે પ્રતિક્રમણમાં બોલોછોને 'જાવજીવાએ દુવિહં તિવિહેણં ન કરેમિ, નકારવેમી મણસા વયસા-કાયસા" જાવજીવ સુધી મન વચન, કાયાએ ત્રસ જીવોની હિંસા કરુ નહિ, કરાવું નહિ અને સાથે મર્યાદાપૂર્વક સ્થાવર જીવોની હિંસાનો ત્યાગ હોય

સવાલ: વ્રત આદર્યો નથી અને પ્રતિક્રમણ કરે ત્યારે જાવજીવ બોલે તો પછી તેનો અર્થ શુ ?

જવાબ વ્રત આદરવાં લેઈએ એ તો પ્રથમ વાત છે આ વ્રતો સહેલાઈથી આચરી શકાય તેવાં છે બીજુ જેણે વ્રત નથી આદર્યો પણ રસ્તો જાણ્યો હોય તો કોઈક દિવસ પગ માંડશે. સદ્દહણા-પ્રરૂપણા અને સ્પર્શનાથી પ્રતિક્રમણ કરાય છે તે સાભળે અને પાપથી બચવા માટે આદરવા લાયક છે એ ભાવના પ્રગટાવવા માટે પ્રતિક્રમણનું આ સેવન જરૂરી છે

આરંભ-સમારંભ કરવા પડે તે કરે, પણ તેની મર્યાદા સાતમા વ્રતમાં બાંધી દીધી હોય, કે આખા દિવસમાં અમુક મણ પાણીથી વધુ ન વાપરવું; આથી તે મર્યાદામાં આવી ગયો. જેટલાં વ્રત-પચ્ચક્ખાણ કરશો તેટલાં પાપથી બચતા

જશો. સાધુ અને શ્રાવકોએ મોક્ષમાર્ગે પ્રયાણ કર્યું છે. ધ્યેય બન્નેનો એક જ છે. શ્રાવકો ગાડા જેવી ધીમી ગતિએ પ્રયાણ કરે છે, જ્યારે સાધુ વિમાનની ગતિએ જાય છે ચોથે ગુણસ્થાનકે જેવું સમકિત છે તેવુ તેરમે ગુણસ્થાનકે છે, શ્રદ્ધામાં ફેર નથી જ્ઞાન-ગુણના પ્રગટપણામાં ફેર છે. શુદ્ધ ભાવ વધતાં કેવળજ્ઞાન પામી શકશે કેવળજ્ઞાન ક્ષાયકના ઘરનુ છે.

સાધુ અને શ્રાવકનાં ચારિત્રમા ફેર છે. શ્રાવક દેશથી હિંસાના ત્યાગી છે જ્યારે સાધુ સર્વવિરતિ છે. કોઈ પણ નાના મોટા દરેક જીવો પ્રત્યે અહિંસક હોય છે. પંચમહાવ્રતના ૨૫૨ ભાંગા કહ્યા છે તેમા બરાબર સાવધાન રહી નિરતિચારપણે સંયમનુ પાલન કરે છે.

શ્રાવકની હમેશાં એ જ ભાવના હોય કે કયારે આત્મલક્ષી સંયમી બનુ ! સંયમ નથી લેવાતો તેનુ મનમા દુ:ખ સાલ્યા કરે. જોગ બની જાય તો સંસાર છોડી ચાલી નીકળે. અંદરથી ધગશ જોઇએ. ધગશથી જે કામ થાય છે, તે કોઈ ઓર છે કેટલાક મોઢેથી બોલે કે, આત્મ સ્વભાવમાં રમણુતા કરવી પણ મન વિષયમા કૂદાકૂદ કરતુ હોય તો તે જ્ઞાનને લજાવનારુ છે નકટીને નથડી કેવી લાગે ? માટે જ્ઞાનીઓ કહે છે · ચારિત્ર સુધારવા કટિબદ્ધ બનો

જંગલના એક ખેતરમા કોઈનુ ધન દાટેલુ છે તે લેવા બાપ અને દીકરો જાય છે. પિતા, પુત્રને ખેતર બહાર ધ્યાન રાખવા ઊભો રાખે છે અને બાપ ખેતરમા ઘૂસે છે. દીકરાને સૂચના આપી છે કે કોઈ દેખે તો રાડ પાડજે. થોડી-

વાર થઈ ત્યાં દીકરાએ રાડ પાડી, આથી બાપ પાછો વળ્યો ને તેણે પૂછ્યું 'કેમ રાડ પાડી, કોઈ દેખાય છે ?' બાપા ! ભગવાન તો દેખે છે કે નહિ" ? દીકરાએ જવાબ આપતા કહ્યું

બાપને ગળે વાત ઉતરી ગઈ તારું જ્ઞાન ઘણું સરસ છે આ લોકનો ભય છે તેને પરલોકનો ભય હોય જ શ્રાવક પાપભીરુ હોય શરીર, માન, મોટાઈ માટે કર્મ બાંધો છો, પણ ભોગવવાં તો પોતાને જ પડશે. મૃગાપુત્ર સંસારમાં ક્ષણવાર પણ રતિ પામતા નથી. માતાને કહે છે 'મને રજા આપો, મારે દીક્ષા લેવી છે વિશેષ અધિકાર અવસરે કહેવાશે.

---

## વ્યાખ્યાન ૬૧ મું

સં ૨૦૨૦ના ભાદરવા વદિ ૨ ને મંગળવાર તા ૨૨-૯-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમાં મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

माणुसत्ते असारम्मि वाहीरोगाण आलए,
जरा मरण घत्थम्मि खणं पि न रमामहं ॥१४॥

મૃગાપુત્ર માતાને કહે છે મનુષ્ય દેહ અસાર છે સપ્ત ધાતુનું બનેલું આ શરીર, વ્યાધિ અને રોગનું ઘર છે આ શરીર જરા અને મરણથી ઘેરાયેલું છે હે માતા ! આવા શરીરમાં ક્ષણવાર પણ હું રતિ પામતો નથી'

સાચા વૈરાગ્યવાનને ક્રમશ દેહાધ્યાસ છૂટતો જાય છે ચેતનનાં અને જડના ગુણ, ધર્મ, લક્ષણ જુદાં છે તે રહસ્યથી

પરિચિત હોય છે. છયે દ્રવ્યો એક આકાશ ક્ષેત્રને અવગાહીને રહ્યા છતાં કોઈ દ્રવ્યનુ પરિણમન કોઈ દ્રવ્ય કરી શકે નહિ. દરેક દ્રવ્ય સ્વતંત્ર છે રોગાયતન એવો દેહ, જરા આવવાથી જર્જરીભૂત થઈ જાય છે.

કરચલી પડી, દાઢી ડાચાં તણો દાટ વાળ્યો;
કાળી કેશ-પટ્ટી વિષે, શ્વેતતા છવાઈ ગઇ.
સૂંઘવું સાંભળવું ને દેખવું, તો માંડી વાળ્યું,
તેમ દંતાવલી ખરી કે ખવાઈ ગઇ,
વળી કેડ વાંકી, હાડ ગયાં, અંગરંગ ગયો,
ઊઠવાની આય જતાં, લાકડી લેવાઇ ગઈ.
અરે રાજચંદ્ર એમ યુવાની હરાઈ પણ,
મનથી ન તોય, રાંડ મમતા મરાઇ ગઇ.

જ્યારે વૃદ્ધાવસ્થા આવે છે ત્યારે શરીરમા કરચલી પડી જાય છે લોહી ઘટી જાય છે દતાવલી ખલાસ થઈ જાય છે. જીભ સ્વાદ તજે છે, નાક ગધ પકડી શકતુ નથી કાન, રાડો પાડો ત્યારે માડ સાંભળી શકે છે. આચારાગ-સૂત્રમાં ભગવાને કહ્યું છે:

जरामच्चुवसोवणीए नरे सयय
मूढे धम्मं नाभिजाणाति

આ. અ ૩ ઉ ૧ સૂ ૧૬૯

જરા અવસ્થા નજીક આવે છે ત્યારે અજ્ઞાની જીવ મૂઢતાનો અનુભવ કરવા માડે છે ચાલતા, બોલતા, બેસતા શ્વાસ ચડે, રાત-દિવસના ઉજાગરા ખેચનાર જીવ, જ્યારે વૃદ્ધાવસ્થામા આવે ત્યારે શિથિલ થઈ જાય છે.

એક એક ઇન્દ્રિયનુ બળ ક્ષીણ થતુ જાય છે યાદ-શકિત ઘટતી જાય છે આ બધું કોને લઇને? જરાને

દઈને. જરા અને મરણથી ઘેરાયેલુ આ શરીર છે જરા આવશે ત્યારે શુ કરી શકશો ? માટે એ પ્રમાણે વિચાર કરીને, આ યુવાન વયમાં ધર્મ કરો જુવાની ચાલી ગઈ તે ફરી મળવાની નથી. યુવાનીમા જે કામ કરતા, ઉત્સાહ અને શક્તિ હોય, તે ઘડપણમા ન હોય ઘડપણમાં અનુભવ હોય, પણ ઉત્સાહ ઓસરી જાય છે ચરણ હોય પણ ચાલવાની શક્તિ ઓસરી જાય છે હાથ છે પણ હિંમત નથી, મન છે પણ મદોનગી નથી. મન થાય કે અઠાઈ કરુ પણ ઉત્સાહ ઓસરી જાય યુવાન વયમા ઉત્સાહ હોય તો કાળાં માથાનો માનવી શુ ન કરી શકે ? "એ સવળો થાય તો કર્મના ભૂકા ઉડાવી દે" તમને યુવાની મળી છે તેનો સદુપયોગ કરો "मुहुत्तमवि मा पमायए" એક મુહૂર્ત નો પણ પ્રમાદ ન કરો "આરામ હરામ હૈ" એ સૂત્રને અપનાવો ઘરડા થશો ત્યારે આરામ લેવાનો જ છે ને ! અત્યારે તમે બોલો કે સુતા જેવું સુખ નહિ પણ જે સૂવે છે તેને પૂછો કે સૂવા સુવાય પાસળા કેવા દુખે છે ! વૃદ્ધોને શયન કરવામાં પણ સુખ શાન્તિનો અનુભવ થતો નથી.

ભગવાન કહે છે કે હે જીવ ! યુવાવસ્થામા ધ્યાન, સ્વાધ્યાય, ચિંતવન કર તે જ્ઞાન આગળ કામ આવશે. "वओ अच्चेइ जोव्वणं च" આચારાંગ સૂત્ર. વય અને યૌવન ઘમારા ભેર ચાલ્યા જાય છે જેમ અવિરત વહેતુ પાણીનું પૂર ચાલ્યુ જતુ હોય તેમ. યુવાની એ વિષયોના રસ લેવામા વાપરી નાખી હશે, તો ઘડપણમા પેટ ભરીને પસ્તાવો થશે

ભગવાને ઉત્તરાધ્યયન સૂત્રના દશમા અધ્યયનમા કહ્યુ છે

परिजूरइ ते सरीरयं केसा पण्डुरया हवन्ति ते ।
से सव्व-बले य हायई समयं गोयम! मा पमायए ॥२६॥

ચારે બાજુથી શરીર હાયઈ હીણુ થાય છે. આંહીં હાય એટલે અગ્રેજીનુ High ઊચું લેવાનુ નથી પરતુ હાયઈ હીણું થાય છે, સર્વ ઇન્દ્રિયનુ બળ ક્ષીણ થતું જાય છે, તે લેવાનુ છે જીર્ણ થઇ જાય તેનુ નામ જરા. વીસ વર્ષનો યુવાન હોય ને શરીર ખવાઈ ગયુ હોય તો તે ઘરડો ગણાય ઇન્દ્રિયોના બળ ભાગવા માડયા પછી મનનુ બળ પણ નબળુ પડી જાય છે. તનની અસર મન ઉપર થાય છે માટે કહે છે, સમય માત્રનો પ્રમાદ ન કર. માનવનુ જીવન જરા અને મરણથી ઘેરાયેલુ છે

દેવતાને ઘડપણ નથી હમણા જ જાણે ઉત્પન્ન થયા હોય તેવા, જ્યારે જુઓ ત્યારે લાગતા હોય દેવો શય્યામા ઉત્પન્ન થાય છે બે ઘડીમાં બત્રીસ વર્ષના યુવાનજોધ થઇ જાય અને આયુષ્યના છેડા લગી તેવાજ રહે હવે દેવને ઘડપણ નથી તો તેને શું સુખી ગણવા ? દેવતાને પણ “उववाय चवण नच्चा” ઉત્પાદ અને ચયન છે માટે જ્યા ઉત્પાદ અને ચયન ન હોય એવી સિદ્ધ દશામા વિચર આહી તો ભિખારીમાથી કરોડપતિ થાય, જ્યારે દેવતાના ભવમા શાશ્વતી ઋદ્ધિ છે તેનુ એક રત્ન કે એક વિમાનની હાનિ-વૃદ્ધિ થાય નહિ દેવલોકમા ઉત્પન્ન થાય ત્યારથી મૃત્યુના અત સુધી દેવોના અવધિજ્ઞાન હાયમાન કે વર્ધમાન ન થાય અનુગામિક, અપડિવાઈ, અવસ્થિત જેટલું હોય તેટલુ રહે, ત્યારે મનુષ્યને પ્રાપ્ત થયેલુ અવધિજ્ઞાન પડવાઈ પણ વર્ધમાન થતુ થતુ પરમ અવધિજ્ઞાન પ્રાપ્ત કરી કેવળજ્ઞાન પણ પ્રાપ્ત થાય મનુષ્ય, બાહ્ય ઋદ્ધિમા રાજાનો રક અને રકનો રાજા પણ થઇ જાય. કુદરતની આ

કરામત માનવને જાગૃત કરે છે ઉર્ધ્વગામી બનવાનો સર્વ હક માનવને સ્વાધીન છે

તમારા માથે પણ મોત છે ને ? તો પછી આટલાં કાળા કામ ચોરી, જૂઠ, વેર-ઝેર, દગા, પ્રપંચ શા માટે ? થોડી જિંદગી છે, તો સારી જીવી જાઓ ઝાઝું જીવ્યા પ્રમાણ કે સારું જીવ્યા તે પ્રમાણ ? થોડું જીવો પણ સ્વાધીનતાએ-સ્વતંત્રતાથી જીવો વિષય-કષાયની પરાધીનતા સ્વીકારશો નહિ અગરબત્તીનો દેહ વિલય થાય પણ તે સુગંધ મૂકતી જાય ફૂલ કરમાઈ જમીન ઉપર પડે તો પણ ધૂળમાં તે જેમ સુગંધ મૂકતુ જાય છે તેમ, તમે થોડી જિંદગીમાં સુગંધ મૂકતા જાઓ.

ગુલાબમાં કાંટા હોય છતાં કાંટાથી તે કરમાઈ જતું નથી, તેમ જીવનમાં પરિસહ, ઉપસર્ગના કાંટા વાગતા હોય છતાં આત્મા પ્રસન્ન ચિત્તે હોય તેવી આરાધના કરો આ તો જરા દાદ ફાટે, માથુ-પેટ-છાતીમાં ફાટે, ત્યાં મોઢાં ચીમળાઈ જાય છે ઢપ થઈને સૂઈ જવાય છે જે વેદનામાં ક્ષમાશીલ હોય આકુળ વ્યાકુળતાનો જે અંત કરતો હોય તે સંસારમાં હોવા છતાં તેનો સંસાર ઉભો રહેતો નથી

જરા અવસ્થા કેવી રીતે જીવનમાં પેસી જશે તેની ખબર નથી ક્યાંહી જરા આવે ને બુઢાપામાં ન આવે તેવું નથી તમે તે ભ્રમમાં વસો પણ જરા તમારો કેડો મૂકશે નહિ.

જલ પ્રવાહ સમ અભિમાન આ
પડતુ જાય સરિતા જ્યમ જીવન,
દૂર જતા જન યૌવન કાન્તિ એ
ફરકી આવી જરા તનને વરે

જલપ્રવાહ સમી અવિશ્રાન્ત ક્ષણિક જીવન નદી કલકલ કરતી ચાલી જાય છે, તેમ આ આયુષ્ય નિરંતર ચાલ્યું જાય છે. ઘડિયાળ કટ કટ અવાજ કરે છે એ એમ કહે છે, તારુ આયુષ્ય cut-cut કટ એટલે કપાય છે ઘડિયાળ વગર આજે કોઈને ચાલતું નથી. ઘેર ઘેર ઘડિયાળો ટાગી હોય છે. Time is money એમ કહેનારા ઘણા હોય છે, પણ સમયને કયા વેડફી રહ્યા છો ? પ્રમાદ કરવો ન જોઇએ એમ બધા બોલે છે, છતા કેટલો સમય પ્રમાદમાં જાય છે ?

**કાંડે બાંધી રોજ ફરે છે, તોય ન સમજે સાર નફટ,**
**ઘડિયાળ કહે છે, કટ કટ કટ, આયુષ્ય કપાયે ઝટ ઝટ ઝટ.**

અજ્ઞાની આત્માઓ કાડે ઘડિયાળ બાધે, ઘડીએ ઘડીએ કાને હાથ મૂકે કે ચાલે છે કે નહિ ! પણ તેનો સાર સમજતા નથી.

જ્યારે નાવ હાલક ડોલક થઇ રહી હોય, ભાતાના ડબા, પથારી વગેરે પાણીથી ડૂબુ-ડૂબુ થઇ ગયા હોય, પાટિયાની કડકડાટી બોલી રહી હોય, હાકનાર નાવિક એમ કહી દે કે, હવે તો પુણ્ય આડા આવશે તો જ બચાશે, ત્યારે કોણ મૂર્ખ એમ કહેશે કે એકાદ ગંજીપાની બાજી રમી લેવા દે ! તેમ આ જીવન-નાવ મધદરિયે હાલકડોલક થઇ રહી છે તેમા ભોગ-વિલાસના સટાકા કેમ આવે છે ? રમણીની રસિકતા કેમ રુચે છે ? કઈ પળે આખ મીંચાઈ જશે અને કાળ કોળિયો કરી જશે તેની ખબર નથી, તો હવે હાસ્ય-ક્રીડા મોજ-શોખ છોડી કાચબાની માફક અંગોને ગોપવી, જ્ઞાન, ધ્યાન અને ચારિત્રમા લીન બનો ઈશ્વરને ભજવા માંડો. જેણે પ્રભુના સ્મરણ કર્યા તેના પાતક ટળ્યા

૭ જીણવયણે અણુરત્તા, જીણવયણ' જે કરેન્તિ ભાવેણ
અમલા અસંકિલિટ્ઠા તે હોન્તિ પરિત્તસંસારી ॥૨૬॥

જે જિનેશ્વર દેવના વચનમાં અનુરક્ત થયા, પૂર્ણ રંગે રંગાઈ ગયા તે અમલા મળ રહિત થાય છે તેનાં પરિણામો અસંકિલિટ્ઠા, વિશુદ્ધ થાય છે અને તે જ પરિત્ત સંસારી થઈ શકે છે.

આ સંસાર રઝળપટ્ટો છે, જે કરવા જેવું છે તે અત્યારથી જ કરવા માંડો ફરી તક અને આવો મનુષ્યભવ મળવો દુર્લભ છે.

કચ્છના લાખાજીરાવ હિંડોળે બેઠા બેઠા સામે દીવાલ ઉપર પોતાની યુવાન વયના ફોટા સામે નજર કરી રહ્યા છે ચાર બાંહ, તલવાર દાગીના વગેરેથી શરીર બહુ દીપે છે જ્યારે સામે જ અરીસામાં પોતાનું વર્તમાન પ્રતિબિંબ જોતા મોઢું બેસી ગયું છે, શરીરમાં કરચલી પડી ગઈ છે, માથુ પીળુ રૂની પૂણી જેવું અને નાક મોઢુ બધુ લાગે છે તેને થઈ ગયું અહો ! ક્યાં યુવાનીનું શરીર અને ક્યાં અત્યારનું શરીર ? બાલ્યવય, યુવાનવય તથા વૃદ્ધાવસ્થાનું જ્ઞાન કરનાર આત્મા તો એક જ છે "બાલાદિ વય ત્રણનું જ્ઞાન એકને થાય" આત્મા નિત્ય છે પર્યાય અનિત્ય છે છતાં માનવ ભવની પર્યાયનો આ સમય ઘણો કિંમતી છે સ્વાધ્યાય મનન, ચિંતન દ્વારા આત્મમય બની જાઓ આત્માના ગુણગાન ગાઓ, સત્સંગ કરો.

સમજણ વિનાના નર કરે છે ભ્રાંતિને
ગુરુ વિના જ્ઞાન નહિ મળે રે.. જી
પારસમણિ પારખુ જો તો લોઢાને કંચન કરે

**હીરો ખોમાં હાથથી રે આવો અવસર પાછો નહિ મળે રે,**
**ખોઈ બેઠો રે બંદો ખાખમાં ને માથે ત્રિવિધના તાપ બળે**
**હીરો ખોમાં હાથથી રે, આવો અવસર પાછો નહિ મળે રે જી.**

સમજણપૂર્વકનુ જે જ્ઞાન છે તેનાથી અનુષ્ઠાનો શુદ્ધ થાય છે સત્ય જ્ઞાન જ આધાર અને કેન્દ્ર છે આહી જ્ઞાન એટલે વિગતોનુ જાણપણુ 'Information' અને પાંડિત્ય નહિ, એ જ્ઞાનનો અર્થ છે પ્રજ્ઞાના સત્વના ભેદવિજ્ઞાનના સાક્ષાત્કાર પરથી પ્રગટતો બોધ, માત્ર વિચારોના સંગ્રહથી ઉત્પન્ન થતુ જ્ઞાન આત્મક્રાતિ લાવવામા અસમર્થ છે તે નગદ સ્વયંનુ નથી પણ ઉધાર જેવુ છે જે જ્ઞાન સ્વથી જાગૃત થાય છે તેના જીવનમા સ્વયં સદાચાર સધાઈ જાય છે માટે **पढम नाण तओ दया** કહેવાયુ છે પ્રથમ સમજી પછી પગલા માડશો તો કર્યાનો કંટાળો નહિ આવે, નહિ તો દેખાદેખીથી, પર્યુષણમા અઠાઈ કરી નાખી અઠાઈ કરવાનુ મન થયુ, તે વસ્તુ ખરાબ નથી, પણ પારણે બટેટા–વડા બનાવીને ખાય, રસેન્દ્રિય રસના લબકારા લેતી હોય તો સમજવુ કે સમજણ વગરની ક્રિયા કરી હતી. ચાલીસ ઉપવાસ કરનારો પારણે બીડી ફૂકે ત્યારે દસ્ત સાફ આવે આ ઔઘિક ક્રિયા ગધેડો જેમ ચંદનનો ભાર વહે તે કેવળ ભાર વહી જાણે પણ સુગંધ ન લઇ જાણે, તેમ ઓઘે ઓઘે સમજણ વગરની થતી ક્રિયા ભારરૂપ થશે આટલા આટલા વર્ષો થયા ઉપાશ્રયે આવતા હોય, પાટના પાયા ઝાલીને બેસનારા ઘેર જાય ત્યા વહુ છોકરાઓ પ્રત્યે ફૂંફાડો રાખતા હોય, તેનાથી ઘરના માણસોને ભીતિ રહેતી હોય તો સમજવુ કે હજી આપણી કચાશ છે

ક્રોધ યુકત ઝેરી ભાવના, ઝેરી પરમાણું વાળા મરીને

ઝેરી જાનવરમાં ઉત્પન્ન થાય છે. કથા સાંભળી છે ને? કે ચંડકૌશી, પૂર્વ ભવમાં માસખમણને પારણે, માસ-ખમણ કરનારો હતો શિષ્યને મારવા દોડ્યો. થાંભલે અટકાયો અને થાંભલો માથામાં વાગ્યો કે ત્યાં જ મૃત્યુ પામ્યો અને મરીને ચંડકૌશી નાગ થયો. આપણે આ કથા સાંભળીને સાર શું મેળવ્યો? ક્રોધ કરવા જેવો લાગે છે? એ બધા દોષોનું પ્રક્ષાલન કરવા સત્સંગ કરો, સંત પારસમણિ સમાન છે રત્ન-ચિંતામણિ સમાન, કલ્પતરૂ સમાન, કામધેનુ સમાન, ચિત્રાવેલ સમાન, અમૃતકુંભ સમાન આદિ વિશેષણો સંતને લાગે છે.

પારસમણિ ઓર સંતમેં બડો આંતરો જાણ
વો લોહા સોના કરે, વો કરે આપ સમાન.

પારસમણિનું પારખું એ કે તે લોઢાને સ્પર્શે એટલે લોઢું સોનું થઈ જાય. એમ સંત પુરુષની વાણી કોઈને સ્પર્શે તે લોઢામાંથી સોનું તો શું પણ સંત સમાન સંત થઈ જાય. આ સત્સંગનું ફળ જેવું તેવું નથી.

મંદિર ચણ્યું તેં મોહનું માયાનો પૂજારી થઈ,
આરતી ઉતારી તેં કંચનની, આશાનો દીપ જલાવીયો. (૧)
કોને ખબર છે કાલની, [illegible] (૨)

મનુષ્યભવમાં આવીને તમે શું કરી રહ્યા છો? માયાના પૂજારીએ મોહનું મંદિર ખડું કર્યું. આ મારાં મા-બાપ, મારાં બહેન મારાં સગાં, મારું કુટુંબ, મારા વેવાઈ અને આ મારા વેવાઈના વેવાઈ આટલું બધું 'મારું' 'મારું' થઈ પડ્યું છે. વળી માયાનો પૂજારી, ડાબલામાં ડાબલી તે વળી લોખંડની તિજોરીમાં તેને તાળું ને ઓરડા ઉપર તાળું મારી આડો આંકડો નાખી પોતે સૂવા જાય. કોઈ લઈ જશે! "સર્વે ગુણાઃ

कान्चनमाश्रयन्ते" બધા ગુણો સોનામા રહેલા છે. જેને ઘેર લાડી, વાડી, ગાડી, બગલા તેને જ કુળવાન અને બહુ સુખી માનોને? પણ ઊંડા ઉતરી જુવો તો ખબર પડશે કે તેમના કાળજા કેટલાં કોરાઇ ગયા છે! પુત્ર–પુત્રી કેવા ઉદ્ધત! કેવી રીતભાત છે? ધર્મને અને એને જાણે અડતુ જ નથી.

**ધન જોબનતને ઠકરાઇ, સાથે મળે અવિવેક,**
**ચારો મળી સંગે રહે, અનર્થ કરે અનેક.**

અવિવેકી આત્માઓ પારકી સ્ત્રીને નચાવી આત્માનુ પતન કરી રહ્યા છે. ઝેરના પારખા ન હોય. ભૂલ થઈ હોય તેના હૈયામા ડખ હોય પાપનું શલ્ય ઉધ્ધેરવાની જેની ભાવના છે તે જ આત્માના બધાયેલા કર્મોને વિખેરી નાખે છે. આજે તો પાપ કરનાર પોતાના પાપને ગુણમા ખતવે છે

ટ્રેનમા એક બાઈ, સદ્ગૃહસ્થીના ઘરની સ્ત્રીને કહી રહી છે તમે પક્ષપાતી છો તમારામાં સકુચિતતા છે, અમે બધા પુરુષોને સમાન માનીએ, ભેદભાવ ન રાખીયે કે આ પતિ આ પિતા, અમારી દૃષ્ટિ વિશાળ છે. આવી વાત પતિવ્રતાને કહે છે. આવા હલકી કોટિના માનવો પાપના ધધા ધીકતા રાખવા કુતર્કો કરે છે. રાવણ સીતાને કહે: તુ માનીજા તો આ નિરર્થક સગ્રામ ન થાય તો શુ સીતા માને ખરી! રાણુકદેવીનો પતિ રા'ખેગાર અને તેના બબ્બે બાળકો મરી જાય છે તો પણ રાણુકદેવી શીયળ આબાદ રાખે છે ગમે તે થાવ, ચાહે મારો દેહ પડી જાવ, પણ શીલ ખડિત ન થાય. ભગવાન કહે છે હે મુનિઓ! ગ્રામધર્મ (ઈન્દ્રિયોના ધર્મો) તમને પીડે તો નિર્બળ આહાર કરજો મદ ચડાવે તેવો ખોરાક લેશો નહિ તેથી મન ન વળે તો ભૂખ્યા રહેજો,

તેથી મન ન વળે તો ઉભા રહી આખી રાત્રીના કાઉસગ્ગ કરી મનને અને દેહને થકવી નાખજો તેમ છતાંય મન ન વળે તો તે સ્થાન છોડી વિહાર કરી જાજો અને તેમ છતાં પણ મન પીડતુ હોય તો સથારો કરી નાખજો મરી જાજો પણ શીલ ભગ કરતા નહિ. નોઆખલીમા હત્યાકાડ થયો ત્યારે સ્ત્રીઓને ગાંધીજીએ એ જ શિખામણ આપી હતી કે ખીસામાં ઝેરની ગોળીઓ રાખજો. ઝેર ખાઈ મરી જજો પણ શીલભગ થવા દેશો નહિ તમારો આપઘાત એ આપઘાત નથી પણ આરાધક મૃત્યુ છે વ્રત પાળવા માટે મરવું તે બહાદુરી છે

ધનના પૂજારીઓ વણસી ગયા છે રગરાગમાં રાચે ત્યા રગગનારાઓને કોણ પૂછનાર છે? ક્યા ગયા હતા? અમીં રાત્રિ ક્યાં ગાળી! મિલ માલિક મોટા શ્રીમતો, અમલદારો, ડિગ્રીધરો ને ત્યા ભાઈ–બહેનના લગ્ન, મામા ભાણીજીના લગ્ન, અરે કાકા–ભત્રીજીના લગ્ન આ બધુ સાંભળો તો ખબર પડે કે ધર્મ વિહોણા શ્રીમતોને ત્યાં કેવા અનર્થો થઈ રહ્યા છે! મોટા ઘર ને ભૂતના ડર' અધર્મની હોડ અને ધર્મ વિરુદ્ધ કાર્યની શરૂઆત ત્યાથી થાય આ શ્રીમતો પર કટાક્ષ છે તેમ ન સમજતા ઘણા ભાગ્યશાળી મોટા ઘરમા પણ આચાર–વિચાર શ્રેષ્ટ હોય છે કેળવાયેલા હોય છે પણ તેવા આંગળીને વેડે ગણાય તેટલા બાકી મોટે ભાગે તો સ્વચ્છદે વિચરનારા હોય છે અને પાછા દલીલો કરે કે જે સ્ત્રીઓ કામ–વિકારના તાપથી પીડિત થઈ છે તેને અમે તૃપ્ત કરીએ છીએ. તેના તાપને ઉપશમાવી શિતળતા આપીએ છીએ. અન્યને સતોષ આપવો એ પણ

પુણ્યનુ કારણ છે 'અહાહા' કામના લોલુપીઓ હદ કરે છે ભ્રષ્ટાચારને ગુણમાં ખતવે છે આવાના પડછાયે કદિ ચઢશો નહિ અને જીવન નૈયા ખરાબીએ ચઢાવશો નહિ

'ભગવાને જે ધર્મના ભાવ કહ્યા છે તેને હૃદયમા ઊતારી ધર્મના રગે રગાઈ જજો આ શરીર તો ઘસાતુ ઘસાતું ક્ષીણ થઇ જવાનુ છે પછી પાપીઓના પાપના પોટલા છાતીએ ચડી બેસેશે રહેવાને સારુ સ્થાન પણ નહિ મળે

મૃગાપુત્ર માતાને કહે છે 'આ અશાશ્વત શરીરમા હવે હું ક્ષણવાર પણ રાચતો નથી' વળીપણ આ સસાર કેવો તે સબંધી અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૬૨ મું

**સં. ૨૦૨૦ના ભાદરવા વદિ ૩ ને બુધવાર, તા. ૨૩-૯-૬૪**

સિદ્ધાત એટલે ત્રણે કાલે સિદ્ધ થયેલી વસ્તુ ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલી રહ્યો છે.

**जम्म दुक्ख जरा दुक्ख, रोगाणि मरणाणि य।**
**अहो दुक्खो हु ससारो, जत्थ कीसन्ति जन्तुणो ॥२५॥**

મૃગાપુત્ર માતાપિતાને કહે છે આ સસારમા દુ ખ જ છે જન્મનુ દુ ખ, જરાનું દુ ખ, રોગનુ દુ ખ, મરણનુ દુ ખ, એમ ચાર જાતના દુ:ખો સસારમા છે જન્મ થવો એ

પૂર્વે કરેલાં કર્મોનું ફળ છે આપણે આ ભવમાં આવ્યા છીએ, પ્રારબ્ધના એ ઘડતર આપણે ઘડયાં છે આયુષ્યકર્મ જિંદગીમાં એક જ વાર બંધાય છે

જે વર્તમાન આયુષ્ય ભોગવી રહ્યા છીએ, તે આયુષ્ય-કર્મ, ગત ભવમાં બંધાયેલું છે જેવી મતિ તેવી ગતિ. પ્રકૃતિની ભદ્રિકતા, વિનીતપણું, મંદ કષાયી અનુકંપાભાવમાં આયુષ્યનો બંધ પડયો તેથી જ આ મનુષ્યની ગતિ અને પાંચ ઇન્દ્રિયોવાળું ઔદારિક શરીર મળ્યું છે જન્મ વખતે દુઃખ પણ પડયું છે દેવ, નારકી, મનુષ્ય અને તિર્યંચ, આ દરેક ગતિમાં જન્મ પછી મૃત્યુ અવશ્યમેવ છે અને તે સહજ છે દેવતા અને નારકીઓના તેત્રીસ સાગરોપમ જેવડાં લાંબા આયુષ્ય પશ્ચાત્ ત્યાંય મૃત્યુ તો છે જ જે ખીલ્યું તે કરમાવાનું, ઉગ્યો તેનો અસ્ત છે જ

ખીલ્યા પુષ્પો ખરી જાયે જનમ લેનું મરણ પામે,
ઉદયનો અસ્ત એ ન્યાયે, ભલા ભાઇને ભજી કરજે,
સમય સરખા નથી સૌના, સુખ તડકા અને છાંયડા,
વખત આવે જરૂર વહાલા, ભલા પ્રભુને ભજી કરજે

ખીલ્યાં પુષ્પો કરમાય ચન્દ્ર—સૂર્યના ઉદય તે પણ અસ્ત થાય તે ન્યાયે મૃત્યુ છે આયુષ્યકર્મને બેડીની ઉપમા આપી છે, એટલે કે બેડી સમાન છે મુદત પૂરી થયા વિના કેવળી ભગવાન પણ ન છૂટી શકે દેશે ઉણા પૂર્વ ક્રોડ વરસ સુધી શરીરમાં આયુષ્યકર્મને લઇને રહેવું પડે છે સદેહે કોઇનો મોક્ષ નથી. કારણ કે શરીર તે જડ છે – પરજીવ છે, અને પર તો છોડવાનું જ હોય સંયોગ તેનો વિયોગ છે જ મરણ ન થાય તેની કોશિશ કરવાની જરૂર નથી પણ હવે જ મ ન થાય તેની કોશિશ કરવાની છે મર્યા પછી જન્મ ન લે તેવા

જીવ કોણ? અનતા સિદ્ધો, તેઓ મરી ગયા પણ ફરી જન્મ લીધો નથી. અનત સુખસાગરની લહેરમા બિરાજી રહ્યા છે. જન્મ છે તો જ રોગ છે, જરા છે, મૃત્યુ છે કર્મ બાંધ્યાં છે તેથી જન્મ થયો છે. આચારાગ સૂત્રમા ભગવાને કહ્યું છે·

"कम्मुणा उवाहि जायइ"

કર્મવડે ઉપાધિ જન્મે છે કર્મનો કર્તા પોતે છે. રાત દિવસ કર્મ કરતા પાછું વાળીને જોતો નથી, મન, વચન, કાયાથી, ૨૭ પ્રકારે કર્મ–બંધન થાય છે, ત્રણ કાળ, ત્રણ જોગ અને ત્રણ કરણ એમ સતાવીસ પ્રકારે કર્મના સમારંભો વિચારો અને ચાલ્યા આવતા આશ્રવને રોકો. નિબીડ ઘન લોઢામાં અગ્નિ જેમ પ્રવેશે છે તેમ આત્માને કર્મો લાગ્યા છે અગ્નિ બાદર છે તેના કરતાં કર્મ સૂક્ષ્મ ચૌસ્પર્શી છે આત્મા સાથે કર્મ, દૂધ પાણીની જેમ ઓતપ્રોત રહ્યા છે કર્મ–સત્તાને મૂળમાથી ઉખેડવી એ નાનુસૂનુ કામ નથી તે માટે સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપની ઉપાસના કરવી પડશે પચ પરમેષ્ટી સમાન બનવુ હોય તો તે પદની આરાધનામા તદાકાર થવુ પડે

પુદ્ગલ શું રાચ્યો રહે, જાણે એહ નિધાન,
તસ લાભે લોભ્યો રહે, સો બહિરાત્મ અભિધાન.

પુદ્ગલમા એટલે કે ગાડી, વાડી, લાડી, કુટુમ્બ, શરીરમાં જે રાચ્યો રહે છે, તેના જ લાભમા લોભાય છે તેને બહિરાત્મ-દશા કહે છે તે છોડી અતરાત્મદશા પ્રગટાવો પહેલા ગુણ-સ્થાનકથી ત્રીજા ગુણસ્થાનક સુધી બહિરાત્મદશા વર્તે છે. ચોથે જ્યારે ગ્રથી–ભેદ થાય છે ત્યારે સમકિતની પ્રાપ્તિ થાય છે

પુદ્ગલખલ સંગી પરે, સેવે અવસર દેખ,
તનુ અસકત જયું લાકડી, જ્ઞાન ભેદ પદ લેખ.

પુદ્ગલનો સંગ મળ સરીખો, દુષ્ટ સરીખો માને એ તો શરીર પાસેથી, અવસર દેખી કામ કઢાવી લે શરીર અશક્ત થાય તો લાકડીનો ટેકો રાખવો પડે લાકડી રાખવી એ શરમની વાત છે પણ ના છૂટકે હાથમાં રાખે. અંતરાત્મ દશાવાળો પુદ્ગલના સંગમાં ઊભો હોવા છતા તેને ભેદ વિજ્ઞાન વર્તતું હોય છે શરીર તે હું નહિ. મારા અનંત ગુણ, અનંત ધર્મ પર્યાય હું અસંખ્ય પ્રદેશી, અનંત કેવળજ્ઞાન, અનંત કેવળ દર્શન, અનંત સ્વરૂપ સ્થિરતા રમણ, અનંત ક્ષાયક શક્તિ અનંત પરમ ક્ષમા, અનંત પરમ માર્દવ પરમ આર્જવ પરમ સંતોષ, પરમ શાન્તિ પરમ દાન્તિ, પરમ ક્ષાયક ભાવ, પરમ શુદ્ધ પરિણામિક ભાવમયી શુદ્ધસત્તાની શક્તિ, નિસ્પૃહી સ્વતંત્ર, ઇચ્છારોધ, નિરાસંગી, સહજાનંદિ, સ્વરૂપ વિલાસી, તત્ત્વાનંદિ તત્ત્વવિશ્રામી, તત્ત્વવિલાસી તત્ત્વાનુભાવી, અછેદ, અભેદ, અપ્રતિહત, અવિનાશી, અજરામર અગમ્ય અલક્ષ, અકલ અગોચર, અગાધ સચ્ચિદાનંદ, અરાગી, અદ્વેષી, અમોહી, પૂર્ણાનંદ સ્વરૂપ મોક્ષકર્તા, ભોક્તા, અખંડ, અભેદ, નિષ્કલંકી, અગોચર આવું મારું સ્વરૂપ છે એવી શુદ્ધ સત્તા કેવળ જ્ઞાનાદિ આત્મ દ્રવ્યને ન માને, તો તેનું નવ પૂર્વનું જ્ઞાન પણ બોજારૂપ છે પુણ્યના ભાવથી અભવીના કરેલા ક્રોડો વર્ષના તપ અને ક્રિયા નવમી ગ્રૈવેયકે લઈ જાય પણ મોક્ષ પ્રાપ્ત કરાવે નહિ જ્યારે મન વચન અને કાયાની ગુપ્તિથી ગુપ્ત થયેલા જ્ઞાની આત્માઓ એક શ્વાસોશ્વાસમા અનંતાનંત કર્મની નિર્જરા કરે છે મિથ્યાત્વના સદ્ભાવમાં જીવ બાહ્ય ક્રિયા ગમે તેટલી કરે તે કરણી સર્વે શુભા શ્રવ પુણ્ય ફળની દાતાર થાય તેની સાધ્યશૂન્ય સાધના

ક્રિયા, જેમ ઘૃત અથવા લૂણ વિના રસવતી ન શોભે, ભોજન સમારંભમા ઘી અને મીઠું બાદ કરી નાખો તો તે ભોજન અસુંદર બની જાય છે, તેમ તે જીવ ગમે તેટલો અભ્યાસ કરે તે બોજારૂપ બને છે ક્રિયા, કષ્ટ ક્રિયા રૂપ બને છે. બહુ તો પુણ્ય બંધાય, પણ પુણ્યભાવ તે પરભાવ છે તે તો જીવ અનંતિવાર પામ્યો છે તે પામ્યાનુ શુ આશ્ચર્ય છે! તેથી ભવકટ્ટી ન થાય. નિર્જરા માટે જ ક્રિયા કરવાની છે આ તત્ત્વને સમજવુ હોય, તેણે દ્વાદશાગીનુ વાચન કરવું જોઈએ સૂત્રોના અર્થનુ રહસ્ય ગુરુગમથી સમજે, આરાધે, સકળ આગમની સાખે, આત્માર્થી મોક્ષાર્થીને એકાતહિત, પાર્શ્વમણિ, ચિંતામણિ, રસકૂપી, ચિત્રાવેલી, સિદ્ધિમત્રથી અધિકસાર અનુપમ જ્ઞાનનુ તત્ત્વ એ જે કેવળજ્ઞાન સત્તાએ માનીને શકિત પ્રમાણે શુદ્ધ વ્યવહાર ક્રિયા કરીને શુદ્ધ સત્તા પ્રગટ કરવી ગમે તેવા કુતર્કીઓ પ્રયુકિત કરે પણ એ શ્રદ્ધામાંથી ચળવુ નહિ ફરી ફરીને જીવને આ જૈન માર્ગની, શુદ્ધ આત્મદ્રવ્યની શ્રદ્ધા થવી દુર્લભ છે માટે તપ – સયમની આરાધના કરવી કર્મ ખપાવવા તે પોતાના હાથમા છે આ અવસર કર્મ ખપાવવાનો છે, તો તેમા ઝુબેશ ઉઠાવો બાકી તો જન્મ પાછળ મૃત્યુ તો ઊભુ જ છે મૃત્યુ કયારે આવી જશે અને આ સુદર અવસર કયારે ચાલ્યો જશે તેની ખબર નથી

**ધર્મ ત્રિલોકે ઢાલ છે, ધર્મ જ સાચો માલ છે;**
**ધર્મ વિનાની જિંદગી, ભવ–ભયનો સવાલ છે; (૨)**
**કોને ખબર છે કાલની, દેહ તણી દીવાલની (૨)**

ધર્મ ઢાલરૂપ છે જેમ ઢાલ યુદ્ધમા રક્ષણ આપનારી છે તેમ કર્મ સામેની લડાઈમા ધર્મ ઢાલરૂપ છે ધર્મ જ સાચો

માલ છે અહીં તમારી દુકાનમાં કયો માલ ભર્યો છે? તે પરભવમાં તમને કોઈ નહિ પૂછે પણ શું તપ-વ્રત કર્યાં? શું દાન દીધાં? પરોપકાર કેટલા કર્યો? કેટલા આંત પ્રાંત, નિરસ-લૂખ-તુચ્છ આહાર કર્યો? આર્ય પુરુષના ધર્મનું શ્રવણ કેટલું કર્યુ? કે જેના વડે તમે આવી દિવ્ય દેવ ઋધ્ધિ પામ્યા? તે પૂછશે તમે કેટલા બંગલા બનાવ્યા? પેરીસ લંડન દુકાનમાં કેટલી પેઢી હતી? તે કોઈ નહીં પૂછે તો ભલા માણસ કયું તારી ભેગું આવશે? ધર્મને રક્ષશો તો ધર્મ જ તમારૂં રક્ષણ કરશે અને ભવાંતરમાં સાથે આવશે. કઈ વસ્તુ એવી છે કે તમને દુર્ગતિમાં પડતાં બચાવે? ધર્મ એકજ એવી વસ્તુ છે કે જેને ધારણ કરનાર દુર્ગતિથી બચે છે છ ખંડના ભોક્તા નરકે ગયા છે જેને ચોસઠ હજાર રાણીઓ હતી, નવનિધાન હતાં, છતાં દુર્ગતિમા પડતાં કોઈ બચાવી શકયું નહિ. ભગવાન કહે છે, કે તમે દીર્ઘ દૃષ્ટિવાન બનો જ્ઞાનના દુરબીન ચડાવો તો ખબર પડે કે પરભવ કેવો થશે! પાપ કરતાં અંતરમાં ધ્રેરડો પડતો નથી. જોરશોરથી પાપ કરી રહ્યા છે, પણ ગોટલી-છોતરાં ઊડી જશે. કર્મ દરબારમાં પોપાંબાઈનું રાજ નથી. કર્મ કર્યા તેના ફળ ભોગવતા એવાં આકરાં લાગશે કે બન્ને આંખમાંથી આંસુ ચાલ્યા જશે, પણ વર્તમાન જીવને મોહની ઘેનીમાં કંઈ ભાન જ નથી.

"આ ભવ મીઠો પરભવ કોણે દીઠો" એવા જીવ "अणागयमपस्समाणा पच्चुप्पन्न गवेसगा" આવતા કાળને જોતા જ નથી. સ્ત્રીઓમાં, ધનમાં, પુત્ર-કુટુમ્બમાં ગૃદ્ધ-આસકત થયેલો જીવ પોતાના હાથે જ કર્મ બાંધે છે જ્યારે કર્મનો

કબાલો પાકશે ત્યારે ક્રૂર કર્મો તારા ભૂકા બોલાવી દેશે આત્મા શું અહિં જ પૂરો થાય છે! જૈન દર્શનને માનનારા છોને! જૈન દર્શન આત્માને નિત્ય શાશ્વત કહે છે કર્મના ધક્કા લાગવાથી ગેડીદડાની માફક ચાર ગતિ અને ચોરાશી લાખ-જીવાજોનીમાં આત્મા રખડતો રહે છે ક્રિકેટની રમતમાં દડો એક હોય, તેને બેટથી મારનાર ઘણા દડાની કઈ દશા થાય છે? જ્યા જાય ત્યા લાકડેથી મારામાર-પ્રહાર પડે છે દડાને પૂછવામાં આવ્યુ (આ તો એક રૂપક છે) કે તને આટલા બધા પ્રહાર થાય છે તેનુ કારણ શુ ? દડાએ જવાબ દીધો 'મારામા પવન ભરાણો છે તેથી માર ખાઈ રહ્યો છુ' તેમ જેના હૈયામા અભિમાનનો પવન ભરાય છે, તેને કર્મનો માર ખાવો પડે છે અભિમાને તો તને મૂળામા મૂકી દીધો મફતમા વેચાવ્યો પગહેઠે કચરાવ્યો, હવે કયા સુધી માન કરવું છે! વનસ્પતિ કાયમા આવશુ શરીર પણ ન મલ્યુ ૨૫૬ આવલી-કાનુ જ આયુષ્ય તમે બે ઘડીની સામાયિક કરો, તેટલી વારમા નિગોદના જીવ ૬૫૫૩૬ વાર જન્મે અને મરે એક અંતર્મુહૂર્તમા આટલા ભવ કરી નાખે

ભાડભૂજા ધાણી ભૂંજે, ઉછળે દાણા અપાર;<br>
પણ પાછા તેમાં પડે, નિકળે કોક જ બહાર<br>
એમ સૂક્ષ્મ નિગોદથી નીકળી,<br>
હો રાજ પંથી અમે પરદેશના;<br>
હાં રે, કોઈ ભૂલ્યાનો હાથ, કોઇ ઝાલજો,<br>
હો રાજ પંથી અમે પરદેશના.

ભાડભૂજા ધાણી ભૂંજે છે ત્યારે દાણા ઉછળે છે પાછા તેમા જ પડે છે કોઇક જ બહાર નીકળે છે તેમ નિગોદમા જીવ અવતરે ને મરે અને પ્રત્યેક વનસ્પતિમા ૩૨૦૦૦

ભવ કરે તેમાથી નીકળી પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ કાયમા જાય ત્યાં એક અતમુહૂતમા ૧૨૮૨૪ ભવ કરે છે, તેમાથી પુણ્યનો સિતારો ચઢિઆતો થાય તો બે ઇન્દ્રિયમાં જાય ત્યાં એક અતમુહૂતમા ૮૦ ભવ કરે. તેઇન્દ્રિય એક અત મુહૂર્તમા ૬૦ ભવ કરે. ચોરેન્દ્રિય ૪૦ ભવ કરે. મન વગરની પાચ ઇન્દ્રિય મળી હોય તેવા અસજ્ઞી પચેન્દ્રિય ૨૪ ભવ કરે. મન સહિત જેને પાચે ઇન્દ્રિયો મળી છે તેવા સજ્ઞી પચેન્દ્રિય જીવો અતમુહૂર્તમા એક જ ભવ કરે છે પૃથ્વી, જલ, તેજ વાયુની કાયસ્થિતિ અસખ્યાતા કાળની છે કાયસ્થિતિ એટલે જે કાયમાંથી નિકળે તે કાયમાં ફરી ફરીને જન્મે, તેનુ નામ કાયસ્થિતિ. બે ઇન્દ્રિયથી ચોરેન્દ્રિય સુધીની કાયસ્થિતિ સખ્યાતા કાળની છે વનસ્પતિની કાયસ્થિતિ અનતકાળની છે નારકી અને દેવની ભવસ્થિતિ અને કાયસ્થિતિ સરખી છે

ભગવાને ૩૬માં અધ્યયનમાં કહ્યુ છે

**बाल मरणाणि बहुसो अकाममरणाणि चेव य बहूणि ।**
**मरिहिन्ति ते वराया जिणवयणं जे न याणंति ॥**

બાલમરણે મરનારા જીવો ઘણા છે જિનેશ્વર દેવના વચનોને નથી જાણતા તેવા અજ્ઞાની જીવો બાલ-મરણે મરી રહ્યા છે

આ સસાર દુ ખમય છે, જેમાં જીવો ક્લેશ પામે છે ત્રાહી ત્રાહી પોકારી રહ્યા છે ભગવાનને ન કરે તેવી માયના ધન પિપાસુઓ શેઠીઆઓને કરે છે કારણ કે જો શેઠની ખફામરજી થાય તો નોકરી તુટી જાય નોકર કહેશે કે હુ ચોવિહારના પચ્ચક્ખાણ કરું છુ માટે વહેલો જમવા

જઈશ, ત્યારે જો શેઠ એમ કહે કે, રાત્રીના નવ વાગ્યા સુધી નોકરીએથી છોડીશ નહિ, તો નોકર શું કરશે ! તમે વિચારી લેજો અરે, "પહેલો ધર્મ પછી નોકરી" પુણ્ય હશે તો નોકરી મળી રહેવાની જ પણ જેને ધર્મમા શ્રદ્ધા નથી તે તો ચોવિહારના જાવજીવના પચ્ચક્ખાણ કર્યા હશે તે પણ ભાગશે અને લાચાર છુ એમ કહીને ઊભો રહેશે ધર્મની શ્રદ્ધા હશે તો કાયાની છાયાની જેમ ધન ઢસરડાતું ચાલ્યુ આવશે, ધર્મ સેવનાર કોણ ભૂખ્યા રહ્યા તે તો બતાવો ? ખેડૂત એક દાણો વાવે તેના સહસ્ર દાણા પાકી નીકળે છે તેની પાછળ ચારો તો ઢગલે ઢગલા થાય છે તમારે ધર્મનુ પૂજન કરવાનુ કે લક્ષ્મીબાઈનુ પૂજન ? ચોપડા ઉપર હાથ મૂકીને કહો કે કાળાધોળા નહિ કરુ, કરો છો પ્રતિજ્ઞા ? શ્રદ્ધા કયા છે ?

કાચા સૂતરના તારના, જેવી છે માનવ જિંદગી,
તંદ્રા તજી દે આજથી, જાગી હવે કર બંદગી (૨)
કોને ખબર છે કાલની, દેહ તણી દીવાલની (૨)

જિંદગી કાચા સુતરના તાંતણા જેવી છે. તેને તૂટતા કેટલીવાર ? દાતણ લેવા ગયો, અકસ્માત થયો, ને માથુ ફૂટી ગયુ જીવનનો ભરોસો શુ ? તમે ઘેર પહોંચશો કે કેમ તેની તમને ખબર છે ? ત્યારે કયા આધારે જોરશોરથી પાપ કરી રહ્યા છો ! દાભડાના અગ્રભાગે ઝાકળનુ બિંદુ હોય તે પવનનો ઝપાટો આવ્યે કે સૂર્ય ઊગે ખરી જવાનુ, તેમ આ માનવનુ જીવતર તેવુ જ છે જ્ઞાની કહે છે હવે કયા લગી ઊંઘશો ? જિંદગીનુ કોકડુ કયારે પણ ઉકેલાશે નહિ કાતર મેલ તો જ કામ આવશે ! જેને અંદરથી છૂટે તેને બહારથી

છૂટયે જ છૂટકો જ્યાંસુધી અંદરનું છૂટયુ નથી તે સાધુ થાય તો પણ કહે કે સત્રીજનું હલાણુ નામ પાડજો. શું કામ ભાઈ! ભગવાન કહે છે 'જો તારે મોક્ષના માર્ગે જવું હોય તો વસ્ત્ર મૂકી દે, શિવ ઉડાડ'

મૃગાપુત્ર કહે છે હે માતા! જન્મ, જરા, રોગ અને મરણથી આ સંસારમાં જીવ મોહવશ પેરાયેલો છે મને હવે આ સંસારમા રતિમાત્ર પણ ઇચ્છા નથી. જલદી રજા આપો, મારે સંયમમાર્ગે વિચરવું છે હજુ પણ શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે



વ્યાખ્યાન ૬૩ મું

સંવત ૨૦૨૦ના ભાદરવા વદિ ૪ ગુરુવાર તા ૨૪-૯-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ, નાથે સિદ્ધાંત પ્રરૂપ્યા. ઉત્તરાધ્યયન સૂત્રનાં ૧૯મા અધ્યયનમાં મૃગા પુત્રનો અધિકાર ચાલી રહ્યો છે

खेत्त वत्थु हिरण्णं च पुत्तदारं च बन्धवा
चइत्ताण इमं देहं गन्तव्व-मवसस्स मे ॥ १६ ॥

મૃગાપુત્ર કહે છે હે માતા! આ સંસાર અસાર છે દુ:ખની ખાણ છે આ સંસારમાં જન્મ જરા, રોગ અને મૃત્યુનું દુ:ખ ડગલે ને પગલે છે ક્લેશની ઝોળીરૂપ આ સંસાર છે ખેત એટલે ઉઘાડી જમીન, વત્થુ એટલે ઢાંકી જમીન, હિરણ્ય-સોનુ-રોકડ નાણુ પુત્રો પુત્રોના પુત્રો સ્ત્રી બાંધવો માતાપિતા સગા વ્હાલા કુટુમ્બીજનો અને વિશેષમાં આ

દેહને પણ છોડીને गन्तव्वं જવુ પડશે, તે 'अवसस्स'—અવશ્યમેવ છે તો પછી આ સસારમા સુખ કયે ઠેકાણે છે!

"દો દિનકા જીવન-મેલા, સબ ચલાચલીકા ખેલા."

જીવે ગોડિયાની રમત માડી છે. ગોડિયો જેમ કોથળીમાથી—નાળિયેર, સસલુ કાઢે, નજરબધીના કામ કરીને ખેલ ઊભા કરે છે તેમ જીવે સસારનો ખેલ ઊભો કર્યો છે. જેની દૃષ્ટિ વિપર્યાસ થઈ છે એવા જીવો "આ મારા અને હુ તેનો" એ ભાવમા વસી રહ્યા છે પણ વાસ્તવિક રીતે આ દુનિયામા મારુ' કોણ છે? એકલો આવ્યો છે અને જવાનો પણ એકલો જ છે સ્વપ્નવત્ સસાર ઊભો કર્યો છે સ્વપ્નમા લગ્ન થયા, વરઘોડા કાઢયા, ફેરા ફર્યા, છોકરા થયાં, હાટ-હવેલી ચણાવી પણ જ્યા આખ ઉઘડે એટલે કાઈ નહિ એક સ્વપ્નનો સસાર જેમ આખ ખુલવાથી વિલય થાય છે, તેમ સ્વપ્નવત્ આ સસાર, આખ મિચાયાથી વિલય થઇ જાય છે. સ્વપ્ના જેવો આ સંસાર છે "ચાર દિનકી ચાદની, ફિર અધેરી રાત હૈ" ચાર દિવસનુ ચાદરડુ, જોત જોતામા વિલીન થઈ જવાનુ છે પાણીમા ડૂબતો માણસ જેમ બચવા માટે ઝાંવા નાખે તેમ મરણને શરણ થનાર જીવવા માટે પોકાર પાડે છે કે, દવા લાવો, વૈદ, ડોકટર, હકીમ બોલાવો અમેરિકા લઈ જઇને પણ બચાવો દવા કરતા ફેર ન પડયો એટલે કુટુમ્બીઓ માને કે કાઈક કહેવાનુ છે માટે ભૂવાને બોલાવો, દાણા જોવરાવો, તેમ કર્યું છતા ફેર પડતો નથી આમ મિથ્યામતિએ ભ્રમમા નાખ્યો પણ જ્ઞાની કહે છે હે ભાઇ! સમજ અશાતા વેદનીય કર્મનો ઉદય હોય ત્યા સુધી કઈ દવા લાગુ પડે નહિ કર્મ સિવાય દુખી કેવી રીતે થાય! સયોગો કયાં મળે છે, કોઇના

દીધા નથી મળતા શાતાનો ઉદય હોય તો આડોશી-પાડોશી આવીને પણ સેવા ચાકરી કરી જાય, ફૂલ ફૂલમાં રાખે અને શાતાનો ઉદય ખૂટ્યો હોય તો પડના દીકરા કે વહુ ઉઠીને કહેશે કે માણસ રાખી લેજો

'મોંઘવારીમાં પૂરૂં થતું નથી માટે કંઈક મોકલ," એમ દેશમાંથી માનો કાગળ આવે, ડોશી અનાજ વગર રઝળતી હોય અને દીકરો મુંબઈ શહેરમાં નાટકસિનેમાં જોવામાં ખર્ચો કરતો હોય, છતાં જવાબ એમ વાળે કે 'અહીં મુંબઈ શહેરમાં રહેવું એટલે મોટા ખર્ચો હોય તમે સોનાની કંઠી-કડું કે કંઠી વેચી પૈસા અહીં મોકલાવજો" સગાં તમારા કોણ છે તે તો કહો! દેહથી ઉત્પન્ન કરેલા દીકરા પેટે પાટા બાંધી ભણાવ્યા હોય, તે જ સંતાન મોટા થતાં ગુણ ઓશીંગણ થવાને બદલે ગુણ ઓળવનાર બને છે કાલ સવારની લાવેલી વહુ સામા વેણ બોલે. ડોશીતો જીવતાં બળી મરતી હોય રઝળવાની તો કાંઈ તેવડ ન હોય પણ જે વહુ લાવ્યા! વહુ પણ કેવી આવી! મિજાજનું પોટું તેમાં વળી ઉપરા ઉપરી છોકરાંવ! દશ વર્ષ પરણ્યે થાય ત્યાં તો છ છોકરા આંગણે રમતા થઈ જાય ૮ જણાનું પૂરૂં કઈ રીતે કરે! અને એમાં ડોશી માએ પણ શું! જેમ ગોળમાંથી ગળપણ ગયું તેમ માણસમાંથી સગપણ ગયું છે પોતાના જનબંધ છોકરાને ભણાવે, ગણાવે, પહેરાવ ઓઢાડે એ તમામ ખર્ચ ઉપડે, પણ ડોશીનો રોટલો ભારે પડી જાય એ માટે તો વારા કાઢે. જનેતાના વારા! જે તીર્થસ્વરૂપ છે, જેણ અશુચિ પોઈ ઉછેર્યો છોકરાના મદવાડ પાછળ પોતે પણ ખાય નહિ પીએ નહિ તે દીકરા મોટપણે જ્યારે સામા થાય

ત્યારે માતાના દિલની કઈ દશા થતી હશે ? આ સસાર કેવો છે ?

એક સગડીમા ધુમાડા નીકળે છે પાસેની બીજી સગડીમા માતા ફૂલકા ઉતારે છે પાસે બેઠેલી પુત્રી ધુમાડાના બાચકા ભરે છે પિતા જમતા જમતા કહે છે કે, બેબી ધુમાડાને બાચકા ભરે છે ત્યારે પત્નિ કહે છે કે તે બેબી જ્ઞાન આપે છે ધુમાડાને બાચકા ભર્યે હાથમાં કઈ ન આવે, તેમ આ સસાર સુખના ભોગવટા ધુમાડાને બાચકા ભરવા જેવા છે તમે તે પાછળ જિદગી ઘસી નાખી પણ સુખી કેટલા થયા ? તમારો અનુભવ તમને શુ કહે છે !

કોઈને કાઇ તો કોઈને કાઇ જ જાળ લાગી જ છે, છોકરા નથી થતા તેને વાઝીઆપણાનુ દુ ખ થાયછે. થાય છે તેને સાજા રહેતા નથી તેનુ દુ ખ સાજા રહેતા હોય પણ બુદ્ધિ વગરના રહે તેનું દુ ખ બુદ્ધિમાન થયા પણ પારકી બહેન-દીકરીની લાજ લ્યે તેવા થાય તોય દુ ખનો પાર નહિ આમા સુખ શુ માણો છો ? જીવને શુ મોહ લાગ્યો છે ? કુટુબ, સ્ત્રી, પુત્ર, ધન આદિમા ગૃદ્ધ થઈ ગયા છો વિપર્યાસપણુ પામી ગયા છો ઊધી જ માન્યતાથી અવળે રસ્તે ચડી ગયા છો

ધર્મના અક્ષર અઢી છે, છતા કેટલુ સામર્થ્ય ? તેની સાથે કર્મના પણ અઢી અક્ષર છે, પણ બન્નેની દિશા જુદી છે **ધર્મ ત્યાં કર્મ નહિ અને કર્મ ત્યાં ધર્મ નહિ.** બન્ને એક બીજાના પ્રતિપક્ષી છે ધર્મ અને કર્મમા દોઢ અક્ષર તો સમાન છે "ધ" અને "ક" ફર્યા, છતા કેટલુ

આકાશ પાતાળ જેટલુ અતર પડી જાય છે? ધમ ઉત્થાન કરાવનાર છે જ્યારે કમ પતન કરાવનાર છે એક રક્ષણ કરે છે, બીજુ સવ નાશ કરે છે મરણુ-શરણુ એકેક અક્ષરના ફરક છતા બન્નેમા તફાવત છે ને? ધમને કમ ગમતા નથી અને કર્મને ધમ ગમતો નથી. સસારનો માગ, એ મોક્ષ માગનો વિપક્ષી છે બન્નેને મેળ નથી. અમે ધર્મની વાત કરીયે તે તમને રુચે કે કમની? વેપારના ભાવતાલની વાત રુચે ને? અમે એ જ વાત કરીએ છીએ કે તમારા આત્માના ભાવ શુ છે? જેને તમે ચાહો છો તેની અમે ના પાડીયે છીએ. અને જેની સામે તમે ક્યારે ય પણ નજર નથી કરતા તેને લેવાનું કહીએ છીએ હવે તમારો અને અમારો આમા મેળ ક્યા રહે? ઊઠાણુમા જૈન ધમ પરત્વે તમને જરાતરા શ્રદ્ધા તો છે, ત્યારે તો તમે સાભળવા બેઠા છો જે વસ્તુ આત્માનું હિત ન કરે, તેવા મહારભ, મહાપરિગ્રહ, નરકમા લઈ જાય તેને શુ કરવા છે?

કાળોનાગ ઉપરથી સુવાળો લાગે, તેમ છતાં હાથમા લેવા જેવો નહિ તેમ પરિગ્રહના લોચા, ઉપરથી સારા દેખાતા હોય, શેઠની શેઠીને આંખે વળગતી હોય, પણ તેમાં મૂર્છા પામવા જેવુ નહિ.

બાપ મરવા પડ્યો દીકરાનો દીકરો પૂછે છે 'બાપા શુ ઈચ્છા છે?' આ ત્રીજી પેઢીનો છોકરો પૂછે છે જ્યારે મરવાની અણી ઉપર ઊભો હોય ત્યારે બધી છૂટ અપાય કે શુ ઇચ્છા છે! જે કેઇસ સુધરવાનો ન હોય તેને ડાક્તર બધી છૂટ આપે. માટે બધી છૂટ કોણ લે? જે કેઇસ સુધરવાનો ન હોય તે. તેમ એક ટકો પણ તમે સુધરવાના છો

એવી આશા અમને લાગે છે ત્યારે તો કહીએ છીએ કે વ્રત-પચ્ચક્ખાણ કરો, ત્યાગમા આવો જેણે ખૂન કર્યું હોય અને ફાસીને માચડે લટકાવવો હોય ત્યારે તે વખતે પૂછાય કે તારી ઇચ્છા શું છે?

એક કસાઇએ આગણામા બોકડાને ઘૂઘરા બાંધીને રાખ્યો. જવ, ચોખા, અડદ, મગ વગેરે ખવરાવી મદમસ્ત કર્યો મેદ વધી ગયો, પેટ મોટુ થઈ ગયુ મદમાતો થઈ બધાને માથું મારવા લાગ્યો આગણામા ઊભેલી ગાયને વાછરડુ કહે છે · હે મા ! તુ સૂકો ચારો ખાઇને દૂધ આપે છે, તેમાથી દહી, માખણ, છાશ, ઘી વગેરે થાય, છાણનુ બળતણ થાય, વળી બળદ પણ તુ આપે છે, જે ખેતી દ્વારા માનવને જીવન-પોષણનુ સાધન આપે છે આમ તુ કેટલુ આપે છે? ત્યારે બોકડો શુ દેવાનો હતો? છતા તેને ઊભે ગળે ખવરાવે છે અને તને સૂકુ ઘાસ ખવરાવે છે તે મારાથી દેખ્યુ જતુ નથી ગાય કહે છે, બેટા ! ખમ, જેણે ઊભે ગળે ખાધુ છે, ઇન્દ્રિયોને પોષી છે, ખાવા-પીવાની મર્યાદા રાખી નથી તેની ખરે વખતે ખબર પડશે

જેને ઊભા ગળે લીલા ચાસઠિયા ખાધા છે, ને વળતર કાઇ વાળ્યુ નથી તેના ગળે છરા પડે છે, તેમ જેણે ઇન્દ્રિયોને રસબસતા ભોજનથી બહેકાવી છે પણ શરીરને (આત્મવૃત્તિને) તપ, ત્યાગ, સયમમા જોડ્યુ નથી તેને ભવિષ્યમા ગળે કાતિઓ પડશે અને દુર્ગતિમા પટકાઈ જશે

એક દિવસ મહેમાન આવી ચડયા છરા ઘસાવા માડયા આ દેખી વાછરડો તરફડવા લાગ્યો, ત્યારે ગાય

બીરજ આપે છે એગ ! આપણને વાધો નથી. બોકડાના બે પગ બાંધ્યા કાળી બીસ નાખવા લાગ્યો, માથુ છેદી નાખ્યુ તમારા માટે ભવિષ્યમા છરા ન ખસાવા પડ તેની સાવધાની રાખજો. ઇન્દ્રિયો કાબૂમા કેમ નથી ? આઠ દિવસે ઉપવાસ કેમ થાય એમ થાય છે, પણ દરરોજ ખવાય કેમ, એમ કેમ થતુ નથી ! ટીપ લાવો, ટીપ લાવો તેને માટે પડાપડી થાય ટીપ લઈ જાય ને ઘરમાં ચોડી રાખે, પણ તિથિ પાળવી હરામ બરાબર અમે વહોરવા જઇએ એટલે ખબર પડે કે તિથિ પાળનારા કેટલા છે ! પાચમ આઠમ, પાખી—આયંબિલની ઓળી જેવામા જૈનને ઘેર લીલોતરી ! પૂછાય ત્યારે જવાબ મળે, કે, સાહેબ ! અમે નથી ખાતા. સહરિયાનું શાક કયુ છે તે બાળકો માટે છોકરાંવને એના વગર ન ચાલે, પણ છોકરા તારા કે બીજા કોઈનાં ? પુરુષોને પાચ પચ્ચી લીલોતરી શાક વિના પાટલા પડે નહિ પણ સમજો ! જૈનના રસોડે કંદમૂળ હોય જ નહિ બાળકો તો કુમળી વેલ છે, જેમ વાળશો તેમ વળશે.

બાપ ઘરમા સામાયિક કરતો હશે તો નાના બચ્ચાઓ પણ પચરણુ—ગુચ્છો લઈ સામાયિક કરવા બેસી જશે માળા-મુહપતિનો કજિયો કરશે. તમારામાં જે સંસ્કાર હશે તે બચ્ચાંઓમા ઉતરશે પણ જ્યા તમે જ તમારા માબાપને હડસેલો દતા હો તો તમારા બાળકો મોટાં થતા લાકડી લઈને તમારા સામા થવાના જ

જેવુ કરીએ તેવુ પામીએ આ અટલ સિદ્ધાંત સોનેરી અક્ષરે હૈયામા કોતરી રાખજો બટી વાવી, બાજરો

કેમ લણુશો ? આકડો વાવી, કેરીની આશા કેમ કરાય ? કણુબી જેવી જાડી બુદ્ધિ છેને ? કણુનુ બી જોવે તે કણુબી તે પણ સમજે છે કે, બટી વાવ્યે બાજરો નિપજે નહિ તેમ બીજાને દુખ દઇને સુખનુ ફળ જોઈએ છીએ, તે કેવી રીતે મેળવશો ?

સુખ દીધે સુખ હોત હે, દુખ દીધે દુખ હોત,
આપ ન હણીયે અવરકુ', તો આપકુ' હણે ન કોય.

ચોથી પેઢીયે, દીકરો બાપને પૂછે છે 'બાપા ! શુ ઈચ્છા છે ?' બાપ કહે છે 'બેટા ! મને ખાવાપીવાની લોલુપતા નથી મારા મકાન ઉપર કરોડની ધજા ફરકે, એટલુ જોઈને જાઉ એટલે મને મરતા મરતા નિરાત થાય' દીકરો પૂછે છે 'બાપા ! કરોડમા કેટલા ઓછા હશે ?' 'બેટા ! સોએક ઓછા હશે' બેટાએ કહ્યુ 'અરે એમા શુ ? ગમે ત્યાથી લાવી પૂરા કરશુ પણ બાપા ! આપ જ્યારે સીધાવશો ત્યા વગડામા વિષમ વાટ આવશે પગમા કાટો વાગી જાય તે કાઢવા એકાદ સોય લઈ જાઓ, આ પાઘડીમા ભરાવતા જાઓ

બાપાએ કહ્યુ 'બેટા ! પાઘડી તો અહી પડી રહેવાની છે'

પુત્રે કહ્યુ 'તો પછી આ મખમલનો ઓછાડ છે તેમા ભરાવુ ?'

બાપાએ કહ્યુ 'અરે એ પણ બાળી નાખશે' બેટો કહે, "બાપા ? તો પછી પગની પાનીમા ભરાવુ ! બાપા કહે, "બેટા ! તેને પણ બાળી નાખશે" જીવ નીકળી ગયા પછી આ શરીર તુચ્છ ખોખુ થઈ જાય છે, તેની કાઈ કિમત રહેતી નથી "**चीइगय दहिय उ पावगेण**" જલદી બાળી દેવાની વાત હોય છે

પ્રાણ જાસે જ્યાં પિંડથી પિંડ ગણાશે પ્રેત
માટીમાં માટી ભળી, ચેત! ચેત! નર ચેત!

મરી ગયા પછી કહે કે, શરીરને કોઇ અડશો નહિ નહિતર નાહવું પડશે કેમ? જીવ ગયો એટલે પ્રેત ગણાય છે માટે.

એટલે "બાપા! તો પછી સોય નહિ લઇ જાઓ! બાપા ના બેટા એ સોય જેટલુ ય સંગે આવવાનું નથી, તો કરોડની ધન સંગે કેવી રીતે આવશે? સંગે પુણ્ય અને પાપ આવશે તો બાપા! દેવાય તેટલું દેવા માંડો હાથે તેટલુ સાથે છે દેહ છૂટી જવાનો છે, તે ચોક્કસ છે ને! હા, તો મરતા મરતા પણ શું અભળખા રહી જાય છે!

ઉદાયન મંત્રી સમરાંગણમાં ઘાયલ થઇને જમીન ઉપર પડયા છે પુત્ર કુમાર પૂછે છે 'પિતાજી! આપની આખરી ઇચ્છા શી છે!' 'મને સંતના દર્શન કરાવો, હું અંત સમયે સંત મુખથી માંગલિક સાંભળુ, એ જ ઇચ્છા છે" અંત વખતે તમારે શું જોઇએ?

અનશન કે સિદ્ધવટ હો પ્રભુ આદિ દેવ પદ હો
ગુરુરાજભી નિકટ હો જબ પ્રાણ તનસે નીકલે
એસી દશા હો ભગવન્! જબ પ્રાણ તનસે નીકલે

જ્યારે દેહ છૂટવાનો સમય આવે, ત્યારે હૈયામાં એમ થાય કે અણુશણ કરી લઉં બધુ વોસિરાવી દઉં એવો સથારાનો વખત ક્યારે આવે? કાળરાજાના નગારે ઘા પડે ત્યારે દીકરો પરદેશ છે તે આવી જાય તેવી ઇચ્છા રહે કે ગુરૂ આવી જાય માંગલિક સાંભળું, એ ઇચ્છા રહે! ચાર કોર ઓશીકે પાંગતે સ્વજન ઘેરીને બેઠા હોય ખુવડ

ફરતા કાગની જેમ અહો ! ભાઈ ! બધા મળી ગયા મોત સુધરી ગયુ પુત્ર પોરસ કરતો બોલે કે, સાકરનુ પાણી મારે હાથે પીધુ ને જીવ ઊડી ગયો. પણ ચારે આહારનાં પચ્ચક્ખાણ–ચોવિહાર સહિત ગયો, તેમ નહિ ? તમને કેવી ઇચ્છા રહેશે ! કોઇ મારા મોઢામા પાણી મૂકશોમા, એવી ભાવના છે કે પીતા પીતા જવુ છે ? જો સ્વજનો ઘેરીને બેઠાં તો હૃદયમાં પ્રભુનુ સ્મરણ પણ નહિ રહેવા દે. વીમો કયા ઉતરાવ્યો ? કેટલાનો ઉતરાવ્યો ? દાટયુ હોય તો કહેતા જાજો ! વીલ કરો, આમ છાતી ઉપર ચડી બેસશે, ઝટ કહી નાખો, કહી નાખો 'અહાહા, ઠેઠ સુધી પૈસાની મોકાણ છે, ત્યારે પ્રભુનુ નામ લેવા જેટલી નવરાશ મળશે કે કેમ !

ઉદાયન મત્રી સત–સાધુના દર્શન ઇચ્છે છે હવે એ ભૂમિમા સત ગોતવા કયાથી ! તપાસ કરે છે, ત્યા એક તરગાળો ચાલ્યો આવે છે વેશ ભજવવામા હોશિયાર છે હુમડે કહ્યુ· 'ભાઈ ! તુ સાધુનો વેશ પહેરી લે અને હુ કહુ તે પ્રમાણે નવકારમત્ર શીખી લે હુ તને હજાર સોનામહોર ભેટ આપીશ' તરગાળો વેશ પહેરી તૈયાર થઇ ગયો ઉદાયન મત્રી સમક્ષ ખડો કરવામા આવ્યો હુમડ કહે 'બાપુજી ! મહારાજ પધાર્યા' સાભળતાવેત ઉદાયન મત્રી બેઠા થઈ ગયા ઝૂકી ઝૂકીને નમસ્કાર કરવા મડી ગયા તરગાળાના દિલના ભાવ પરિવર્તન પામી ગયા. કે જે મત્રી કોઇને માથુ ન નમાવે, તે સત વેશધારી તરગાળાને ઝૂકી ઝૂકીને નમે છે ધન્ય છે સાચા સાધુને ! નમસ્કાર કરતા કરતા, ઉદાયન મત્રીના પ્રાણ ઊડી ગયા રાવ સાહેબ ઠાકરશીભાઇ ઘીયા અત્રેથી પૂજ્ય શ્રી જવાહરલાલજી મહારાજના દર્શનાર્થે

ગયા હતા જવાહરલાલજી મહારાજનું અંતિમ દર્શન કરતા તેઓમીનું માથુ ગુરુરાજના ચરણમાં હતુ અને માંગલિક સાંભળતાં સાંભળતા પ્રાણ છોડી દીધાં તે ભક્તિશાળી આત્મા હતા

અંતકાળે અરિહંત મારા શ્વાસમાં રે
સદ્ગુરુ બિરાજે મારા પાસમાં રે
હું તો અરજી કરું છું અંતકાળની રે
એને અરજી ભૂલાય નહિ બાળની રે
હું તો અરજી કરું છું અંતકાળની રે,

નોકરી-ચાકરી માટે થઈને શેઠ શાહુકારને અરજી કરો છોને ? તો પછી અંતરયામીને એક એવી અરજી કરો કે મારા અંતકાળે શ્વાસોશ્વાસમાં અરિહંત હોય મારી પાસે ગુરુદેવ બિરાજતા હોય અને દેહ છૂટી જાય આવી ભાવના છે ! 'યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિ' ભાવના હોય તેવી સિદ્ધિ થાય સંથારા માટે પૂર્વે આરાધના કરી તૈયારી રાખવી પડે. ઉત્કૃષ્ટપણે સંલેખણાના ઈચ્છુકને પ્રથમ બાર વર્ષ સુધી તાલીમ લેવી પડે મધ્યમ એક વરસ અને જઘન્ય છ માસ સુધી તાલીમ લેવી પડે. તમને લાગે કે હવે મોત નજીક છે તો છ માસ પહેલા તાલીમ લેવા માંડો. કેળવી નાખો એટલે એક નહિ થાય મારુ કોઈ કરતુ નથી, હું પગ લઈ કોઈ ખબર કાઢવા નથી આવતુ આવા ઓરતા પછી રહેશે નહિ. ત્યાગપણું વિના થાળી પડે જ નહિ. કેળા પોપૈયા, કેરીની મોસમમાં હમેશા ભાણામાં કેરી ભરવી જ લોકો એ ચટણી અથાણાં રાખતા હોય છતાં પાપડ તો લોકોએ આમ પાપ-લીલામાં બાકી નથી રાખી. તે રસેન્દ્રિયના સ્વાદો ઉપર કાબૂ

મેળવી પહેલા દેહને સાદા તપથી દમન કરો. પછી ઉત્કૃષ્ટ તપ આચરો સંયમ–તપથી ભાવિત આત્માઓને મૃત્યુ વખતે નાડી તૂટતી હોય, હસલો હાલુ હાલુ હોય તે વખતે પણ,

વેદું છું નિજ આત્મા, બાકી સઘળું ફોક
છૂટી જાય આ દેહ તો, નહિ કાંઈ હર્ષ કે શોક.

ભેદવિજ્ઞાન દ્વારા આત્મસમાધિમા ઝૂલતા રહે છે. પડિતમરણ અનતાનત જન્મમરણને ટાળી દે છે ભગવતી સૂત્રમા સકામ-મરણ અને અકામ-મરણની વાત આવે છે સકામ મરણે જીવ મરે તો એક ભવ કરી અવશ્ય મોક્ષે જાય ઉદાયનમત્રી ખાટી ગયા, ગતિ સુધારી ગયા. હવે, જે તરગાળો સત થયો છે તે સમજે છે કે, મે જે વેશ પહેર્યો છે, તે વેશમા શુ આટલુ માહાત્મ્ય ? હુ નવકારમત્ર બોલ્યો તેમા આ મત્રીને કેટલો આહ્લાદ ? તો હવે આજથી આ જીવન પર્યંત સસારનો ત્યાગ હવે મારે હજાર સોના મહોર ન જોઈએ પૈસા માટે ખેલ બતાવનારે ઊઠીને ક્ષુલ્લકકુમારને ના કહી દીધી કે મારે ઇનામ ન જોઈએ ભાવ પલટાઇ ગયા જિદગીભર સાધુપણુ પાળવાના કોડ જાગ્યા કહેવાનો મુદ્દો એ છે કે, અતકાળ કેવી રીતનો થશે તેની તાલીમ આજથી જ લો

**મૂકીને મરવું છે તેમાં છૂટકો જ નથી.**

મૃગાપુત્ર એ જ કહે છે 'જવુ એ તો અવશ્ય છે, પછી રોતા જાવ કે હસતા જાવ' કાયા, કુટુમ્બ, કામિની અને કચન આ ચાર કક્કા સાથે નિકટનો સબધ છે તેની તો પાકે પાકી નિકાસબધી છે એક સળી જેટલુય સાથે લઈ જવાશે નહિ. છતા તેના માટે તમે જિદગી ઘસી નાખો છો

રંગુનમાં રહો, ખવાય તેટલુ ખાઓ પીઓ દેશમાં આવો એટલે કંઈ લઈ જવા ન દે, લોટા તપાસે, લાડવા ભાગી ભૂકો કરીને જુએ, બામની શીશીમાં પણ આંગળી ફેરવે, રખેને હીરા તો લઈ જવા નથી ને ? હજીએ સરકાર સહેજે આવવા દ્યે છે તેટલું ઠીક છે પણ અહીં તો પરભવમાં દેહ પણ સાથે લઈ જવાનો નથી, આવી જબરજસ્ત નિકાસબંધી છે, તો શેની તડામાર કરી રહ્યા છો ?

વ્યાખ્યાનમાં મોડા કેમ ? તો કહેશે મહેમાન આવ્યા હતા તો મહેમાનને વીરવાણી શ્રવણ કરવાનો, લાભ અપાવવો જોઈએ તેના બદલે પોતે તેમાં રોકાઈ જાય છે કોર્ટનો ટાઈમ થતો હોય તો અધો કલાક વહેલો પહોંચે. મહેમાનને પણ પડતા મૂકે પર મત્યે રુચી છે, અહીં સ્વમાં ધર્મ માર્ગે રુચિ નથી. કોર્ટમાં મેલી કહેવાય, અહી નોંધાવતાં દૃષ્ટિ વાળી જાય હાથની મૂઠી વળી જાય ધર્મનો પ્રેમ હૈયામાં નથી.

મૃગાપુત્ર માતાને કહે છે મારે રાજપાટ, સ્ત્રીઓ કંઈ પણ જોતુ નથી. હું તેમાં રતિભાર પણ રાચતો નથી. શાશ્વતા સુખ મેળવવા સંસારના ક્ષણિક સુખને જતા કરે છે હજી પણ માતાને શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૬૪ મુ

-સં. ૨૦૨૦ ભાદરવા વદિ ૫ શુક્રવાર તા ૨૫-૯-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯મા અધ્યયનમા મૃગાપુત્રનો અધિકાર ચાલે છે

"जहा किम्पाग फलाणं, परिणामो न सुंदरो ।
एव भुत्ताण भोगाणं, परिणामो न सुदरो ॥ १७" ॥

ભગવાન મહાવીર સ્વામીએ, જગત જીવોના કલ્યાણને માટે વાણી વહાવી છે તીર્થંકર નામ-ગોત્રના કારણે, મગલવાણીરૂપે જ્ઞાનગગા વહે છે આ વાણીમા પદે પદે અનતાભાવ પ્રકાશ્યા છે આ વાણી અનતા હેતુ, અનતા ગમ્મા, અનતા ગૂઢ રહસ્યોથી ભરપૂર છે જીવ આ રહસ્યોને પામી જાય તો તેનો બેડોપાર થઈ જાય વિષયના ભોગોને ભગવાને વિષ જેવા, કિપાક ફળ જેવા કહ્યા છે તે ફળ ખાવા યોગ્ય નથી આ વિધાનવાણી તીર્થંકરની છે તેમા મીનમેખ થાય જ નહિ

ઉત્તરાધ્યયનસૂત્રના ૩૨મા અધ્યયનમા પ્રભુ ફરમાવે છે

जहा य किम्पागफला मणोरमा, रसेणवण्णेण य भूज्जमाणा
ते खुड्डए जीविय पच्चमाणा, एओवमा कामगुणा विवागे ॥२०॥

કિંપાક વૃક્ષના ફળ મનોજ્ઞ, આનદકારી છે ખાતા થકા ગમી જાય તેવા છે, પણ જ્યારે પાચન થાય, લોહીની અદર એક રૂપ થાય ત્યારે જીવને કાયા જુદાં કરે છે આ

ઉપમા કામ-ગુણ વિપાકને આપી છે કામ-ભોગ એ અન ર્થની ખાણ છે વિષયને વખના ઘૂંટડા કીધા છે જાણે કે અજાણે પીનાર મરે છે જે આત્મગવેષી મનુષ્યો છે તે જીવો વિષયોને 'તાલપુટ' ઝેર જેવા માને છે તાલપુટ ઝેરને હાથમા લેવાય ત્યા જ તાળવું ફાડી નાખે વિષ તો ખાતા ઝેર ચઢે, પરંતુ વિષયોને તો જોતા પણ ઝેર ચઢે, માટે વિષય સેવવા જેવા નથી આત્મજ્ઞાન બળથી વિષયબળને મહાત કરી નાખવા જોઈએ, એમ અનત જ્ઞાનીઓ કહી ગયા છે સયમશીલ અને નિયમશીલ બનો

બાવીસમા તીર્થંકર ભગવાન નેમિનાથ પ્રભુ જેના હૈયામા બ્રહ્મચર્યના ભાવથી બ્રહ્મતેજનો સચય થયો હતો તેમના રોમેરોમમાં બ્રહ્મચર્ય પ્રગટેલુ હતુ આજીવન સદૈવ વીર્ય રક્ષા કરી અદ્ભુત મહાન પરાક્રમ સાધ્યુ હતુ તેઓ મિત્રો સાથે ફરતા ફરતા આયુધશાળા નજીક આવી પહોચે છે અહી અનેક આયુધો પડેલા છે, તેમાં પચાનન શખને જોયો આયુધશાળાનો રખેવાળ કહે છે, આ શખ વાસુદેવ સિવાય કોઈ ઉપાડી શકે નહિ, તો વગાડી તો કેમ જ શકે! નેમિનાથ પૂછે છે શુ વાસુદેવ સિવાય આ રમકડા જેવા શખને કોઈ ઉપાડી ન શકે? નેમિનાથે તેમ કહી શંખ ઉપાડયો ને ફૂંક્યો, ત્યાં તો દ્વારકામાં ઉલ્કાપાત થઈ ગયો બ્રહ્મચર્યમાં કેવી તાકાત છે!

શખનાદથી બધા મૂઝાવા લાગ્યા ખળભળાટ મચી ગયો. સાગરનાં પાણી ઉછળવા મડયા લશ્કરમાં કોલાહલ થઈ ૧૯ હાજરા મોટી હવેલીઓ તૂટી તૂટીને પડવા મડયા શ્રી કૃષ્ણ-વાસુદેવ બલભદ્રને વાત કરે છે આવો બળીઓ કોણ

જાગ્યો ? નકકી કોઈ વાસુદેવ આવ્યો લાગે છે શ્રી કૃષ્ણ જ્યા જાય છે ત્યા સામેથી નેમિનાથ મળ્યા શ્રી કૃષ્ણ પૂછે છે ‘ ભાઈ, શ ખ તમે વગાડયો ?’ નેમ કહે, એ તો મે જરા રમત કરી ત્યારે બલભદ્ર શ્રી કૃષ્ણને કહે છે' ભાઈ આ તો તીર્થંકર છે, જ્યારે તમે વાસુદેવ છો, માટે એમા નવાઈ પામવા જેવુ નથી, તીર્થંકર દેવની ટચલી આગળીના બળ જેટલુ પણ કોઇનુ બળ હોય નહિ શ્રી કૃષ્ણ વાસુદેવ કહે છે ‘મને નવાઈ એટલા પૂરતી લાગી કે મારા જેવા વાસુ-દેવનુ રાજ બીજો કોઈ વાસુદેવ થઇને લઇ લેશે તો ?’

શ્રી કૃષ્ણે નેમિનાથ સાથે શરત કરી કે લાબો હાથ રાખીએ, તેને જે નમાડી દચે તે જીત્યો કહેવાય વાસુદેવે હાથ ટટાર રાખ્યો, નેમિનાથે હાથ ઝાલીને જેમ વૃક્ષની ડાળીને નમાવી દચે તેમ વાસુદેવના હાથને નમાવી દીધો, કેટલુ બ્રહ્મચર્યનુ જોમ ! પછી શ્રી કૃષ્ણનો વારો આવ્યો, નેમિનાથના હાથને વાળી દેવા ઘણુ બળ વાપર્યું છતા નેમિનાથના હાથે મચક ન આપી શ્રી કૃષ્ણને લાગ્યુ કે આના બળ પાસે મારુ બળ કાઇ વિસાતમા નથી મોટો થાય તેટલી વાર છે, નક્કી એ જ રાજ કરશે હવે આ બળ ભાગે શી રીતે ? અબ્રહ્મચર્ય એ બળને ભાગનાર છે સાહસ, પરાક્રમ, વીરત્વ, ધૈર્ય, શાન્તિ, આનદ, જ્ઞાન, સદ્વિચારાદિ તેલ વિના જેમ દીપક બૂઝાઈ જાય છે, તેમ અબ્રહ્મચર્યથી ઉપર્યુકત ગુણો અલોપ થાય છે માટે જ જ્ઞાનીઓ કહે છે કે વિષયના ઝેરી ફળ ખાવામા મઝા શી છે ? વિષયસુખ ભોગવવા જશો તો શકિતહીણ થઇ જશો નેમિનાથને સ્ત્રીનુ લફરુ લગાડીએ એટલે તેનુ બળ હણાઈ જશે શ્રીકૃષ્ણવાસુદેવ સ્ત્રીની શોધ કરવામા રોકાયા

આજના વિદ્યાર્થી, ગુરુકુળમાં ભણતા હતા. તે ગુરુકુળો વસતીની બહાર જંગલમાં રાખતા, જ્યાં સ્ત્રીનો પરિચય જ થતો નહિ. ત્યારે આજના સહશિક્ષણની કોલેજોમાં એક પાટલીએ છોકરો-છોકરી બેસે છે, તે જરાય હિતકર કે શ્રેય કર નથી. યુવાન વયમાં મન્મથ (કામદેવ)ને જીતવો ઘણો મુશ્કેલ છે

બે પોલીસો એક સાધુ કને આવે છે સાધુ ઓટલા ઉપર વિશ્રામ લેવા બેઠા છે તેઓ સાધુને કહે છે તમે સમાજને બોજા રૂપ છો કાંઈક કામ કરવા મંડો મજૂરી કરો, આમ બેઠાં બેઠાં માગ્યું ખાવું તે ઠીક નથી તમે નિબળ છો, ભારતમાતાને ભારભૂત છો સાધુ કહે ભાઈ, અમને તું નિર્બળ ગણે છે? સાધુઓ સમાજની સેવા કરી રહ્યા છે તેવી અન્ય લોકો પણ કરી શકતા નથી તમે બે પોલીસો છો, સામે બીજા પચાસ પોલીસો ચડી આવે તો તમે તેને હરાવી શકો ખરા! ના હવે પચાસની સામે પાંચસો આવે તો પચાસની સખ્યાવાળાને હરાવેને? તો કહે હા એક તરફ દશલાખ સુભટો હોય અને સામે એકલો વાસુદેવ હોય તો એ વાસુદેવ દશ લાખ સુભટોને હરાવી દે? એવા વાસુદેવ ત્રણ ખંડના અધિપતિ દશ લાખ સુભટોને જીતનાર નારી આગળ ગુલામ જેવા છે આવા બળવાન વાસુદેવ પણ કામદેવ પાસે હારી જાય છે તેવા કામદેવને અમે જીત્યો છે માટે બોલો બળવાન કોણ? મુનિના બળ પાસે ચક્રવર્તિનું બળ કંઈ વિસાતમા નથી.

ઉ ૧૬

देव-दाणव गन्धव्वा जक्ख-रक्खस किन्नरा।
बम्भयारि नमसंति दुक्करं जे करंति तं ॥ १६ ॥

દેવો, દાનવો, ગાંધર્વો, યક્ષો, રાક્ષસો અને કિન્નરો બ્રહ્મચારીને નમસ્કાર કરે છે બ્રહ્મચારીને જોઇને દેવો કહે છે કે અમે મેરૂ જેટલો ભાર ઉપાડી એક ચપટી વગાડે એટલા સમયમા જંબુદ્વીપ ફરતા ત્રણ આંટા મારી પાછા આવીએ, પણ બ્રહ્મચર્ય પાળવાની તાકાત અમારામા નથી. માટે બ્રહ્મચારીને નમસ્કાર છે

દશવૈ સુ ૬ ઠ્ઠા અધ્યયનમા ગાથા છે.

अवभचरिय घोर, पमाय दुरहिट्ठिय ।
नायरन्ति मुणी लोह, भेयाययण वज्जिणो ॥ १६ ॥

અબ્રહ્મચર્ય એ ઘોર પાપ છે અજ્ઞાની જીવો મોહને વશ થઈ તેને સેવે છે દુષ્ટ પ્રમાદનુ ઘર છે અધર્મનુ મૂળ છે, મહાદોષનુ પાત્ર છે, તે માટે મુનિઓ મૈથુનનો સગ વર્જીને વિચરે અબ્રહ્મચારીનુ અત કરણ અપવિત્ર, મલિન રહે છે તેનો આત્મા નિરુત્સાહી થાય છે ધર્મ અને ધનનો ક્ષય કરનાર, અસખ્ય જીવોની હિસા કરનાર, વીર્યનાશના જેવુ બીજુ એકે મહા પાપ નથી બ્રહ્મચર્યભગથી વિવિધ પ્રકારની આફતો ખડી થાય છે, જેવી કે દુર્ભાગ્ય, દુર્ગતિ અને દુ.ખ

ઉત્તરાધ્યયનસૂત્રના ૯ મા અધ્યયનમા નમીરાજર્ષીએ વિપ્રના રૂપમા રહેલા ઇન્દ્રને સુદર જવાબ આપ્યો છે :

"सल्ल कामा विसकामा, कामा आसी विसोवमा ।
कामे भोए पत्थेमाणा, अकामा जन्ति दोग्गइ ॥ ५३ ॥

કામભોગને શલ્યની ઉપમા આપી છે જેમ છાતીમા બાણ વાગ્યુ હોય તો કયાય સુખ ન થાય, તેમ વિકારવૃત્તિ ઝેરી બાણ છે નારીના નયન બાણમા મહારથીઓ વીંધાણા

છે વજ્ર જેવા કઠોર નર નારી પાસે પાણી પાણી થઈ જાય છે જેમ મદારી પાસે મર્કટ નાચે, તેમ ભોગના ભિખારીઓ સ્ત્રી પાસે નાચવા મંડયા છે સ્ત્રીની જરા ખફા મરજી થઈ જાય ત્યાં તો પોતે હજલો થઈ જાય અનુભવીઓ જાણતા હશે કે પુરુષનું સ્ત્રીની પાસે કેટલું ચાલે છે ! બહાર લાખનો, પણ ઘરે આવે ત્યાં કોડીની કિંમતનો ભગવાન કહે છે કે ગૌતમ ! વિષયને આધીન થયેલા જીવો—સુજ્ઞો પણ કામદેવની નાગચૂડમાંથી ખસી શકતા નથી જેમ કોઈ રાક્ષસ, નરના રક્તને ચૂસી મડદુ કરી ફેંકી દે છે તેમ વીર્ય એ રાજા છે—સત્વ છે એ સત્વને ખેંચનાર વિકારવૃત્તિને રાક્ષસીની ઉપમા આપી છે વીર્યપાતથી સત્વોની અપાતી આહુતી તે એક પોતાની જ ઘોર હિંસા છે

આજની સ્ત્રીઓ ઢાંકવા જેવાં અંગ ઉઘાડા રાખે છે અને ઉઘાડા રાખવા જેવા અંગ ઢાંકે છે આ કેવી ઊંધી કરામત છે ! લાજવાન, કુળવાન કે ખાનદાન બાઈ તો બહુ મર્યાદાથી રહે. આજે તો પુરુષોનાં મન આકર્ષાય તેવા ચોટલા, વેણી, ફૂલ. અરે ! વાત શું કરવી, યૌવનને આંગણે ઉભેલી યુવતીની ઉદ્ભટ વેશભૂષા કે જેમાં અંગોપાંગ દેખાઈ રહ્યાં છે માવતરો નજરો નજર જોતા હોય છતાં કાંઈ કહેવા નથી કે કહી શકતાં નથી આછામાં આછુ પહેરવાનું કેમ મન થાય છે ! દીપક દેખી જેમ ભ્રમર કૂદી પડે છે તેમ, વિષયી પુરુષો પતંગીયાની જેમ નારીની પાછળ ઝંપલાવે છે મદોમત હાથીને પકડવા કાગળની હાથણી શણગારવામાં આવે છે હાથી સ્પર્શેન્દ્રિયની ભૂખ લાલસાથી દોટ મૂકે છે નીચે જોવા રોકાતો નથી. વેગભેર જેવો પાટિયા ઉપર પગ

મૂકવા જાય છે, તેવો ખોદેલા ખાડામા પડે છે ત્યાથી પછી નીકળવાનો આરો નથી જીવ જ્યારે વિકારી પરિણામી થાય છે ત્યારે પોતે શુ કરી રહ્યો છે, તેનુ તેને ભાન રહેતુ નથી.

પોતાના હાથે જ પોતાની ઉન્નતિરૂપી ઇમારતની આધારશીલાને હચમચાવી નાખી નિર્બળ કરે છે, આત્મિક અધઃપતનના ખાડામા પડે છે મૃત્યુ અને સર્વનાશના મુખમા ધકેલાય છે, કામ વાસનાની અતૃપ્તિ, શરીરના સર્વ અગો ક્ષીણ કરી નાખે છે આ વાત અનત જ્ઞાનીથી કઈ અજાણી નથી. માટે જ કામભોગને વિષફળ કહ્યા છે. આત્મા પણ સાક્ષી છે. જ્યારે કર્મનો ભડાકો વાગશે ત્યારે આવા જીવ કરશે શુ ? આવા જીવોને પરમાધામીઓ નરકમા લોઢાની પુતળી લાલચોળ કરી, તેની સાથે આલિગન કરાવે છે ત્યારે, તે જીવની અરેરાટી બોલી જાય તે વખતે કેવી વેદના થાય ! વિષયના લોલુપી જીવો માનવીનો જોગ ન થાય તો તિર્યચણીનો જોગ સાધવા તૈયાર થાય છે કર્મ કયા સુધીના બાધે છે ? પરણ્યા એટલે એકબીજાની સાથે મનસ્વીપણે કામ વાસના તૃપ્ત કરી વિષયાનદ મેળવવાનો પરવાનો મળ્યો છે એ માન્યતા ભયકર ભૂલ ભરેલી છે વિવાહિત જીવનમા સયમ પ્રવેશ ન કરે તો દપતી જીવનનો હેતુ નષ્ટ થઇ જાય છે

આજે સંતતિ નિયમનના કૃત્રિમ સાધનોથી દેશની સપત્તિ લુટાવા માડી છે કૃત્રિમ સાધનોનો ઉપયોગ તે શોણિત, સત્વ, વીર્યનો દુરુપયોગ છે કૃત્રિમ સાધનો એ દુરાચારને ઉત્તેજન આપવા બરાબર છે તે પુરુષ તેમજ સ્રીને આંધળા ભીત કરી મૂકે છે, આ ઉપાયોનો જે પ્રચાર થઈ રહ્યો છે

તેથી સામાજિક માન્યતાઓનું અને નૈતિક બંધન અને જે કંઈ દાબ માણસ ઉપર રહે છે તેને પણ ઉઠતા વાર લાગવાની નથી. કૃત્રિમ સાધનોના ઉપયોગથી નપુંસકતા અને નિર્વીર્યતા ઉપજે છે અનાર્ય-સંસ્કારથી ઉછરતી બાળાઓ મોટી થાય, પગાર લાવે એટલે ગમે ત્યાં સ્વચ્છંદપણે વર્તે, કારણ કે તેને સ્વતંત્રતા મળી છે

માવતર ધક્કો મારશે તો હાથે રળી ખાઈશુ અને સંતતિ નિયમન સાધનથી ગમે તેમ વર્તીશું. આજે એ અનાર્યતા ભરી ભાવના મંડી છે ધણી સામે છૂટાછેડા ? મર્યાદા તૂટવા માંડી છે, તમારા છોકરાવને કૉલેજોમા જ્ઞાન દેવા મોકલો છો પણ કેળવણી તો બાર્જે જ લે છે પણ પંચાણું ટકા તો સડેલા જ, વિષયના ભિખારીઓ બને છે ઘેર રહી કેળવણી આપો જે ધાર્મિક શિક્ષણ પામશે તેમા તેનું હિત જળવાઈ રહેશે.

મુનિઓ નવકોટિએ અને શ્રાવકો એક કોટિએ બ્રહ્મચર્ય પાળે છે, તેને ધન્યવાદ છે "સદારા સંતોષી જીવોને ધન્યવાદ છે માટે નારીમાં અંધ ન થવું એમ ભગવાન કહે છે સાધુ અણગાર છે તેને પાપ કરવાની છૂટ નથી. તેનાથી સ્ત્રીના છેડાને પણ ન અડાય આજે સાધુઓ પણ સ્ત્રીઓને ભણાવે છે તેના પરિણામ શું આવશે ? તમારા ટાઢા કાન છે શ્રાવકો એકીકરણ કરે કે આવો વ્યવહાર ચલાવા દેવાય જ નહિ. સાધુ પાસે પુરુષો અને સાધ્વીઓ પાસે છોકરી ઓજ ભણી શકે પણ જ્યાં અંદરથી એમ હોય કે હુ ભણાવી દઉં એટલે મારા કબજામા રહે, પછી મમત્વના બંધને

બધાતા આને એક સાડલો અપાવી દો, આના ડબરામા એક શેર પેડા નાખો. મહાવીરના પટા પહેરી સાધુ નામ ધરાવી આવી જીભ વાપરતા હોય તો એવાઓના સ્વલિગ (સાધુનો વેષ) કઢાવી નાખવો જોઈએ, કારણુ કે અનત દયાનો પાળનાર સાધુ છે. સાધુનો એક નાનો રૂમાલ પડી ગયો હોય તો પાછો વળી બે ગાઉ સુધી ગોતવા જાય પણુ નાનો રૂમાલ પડી ગયો એથી શુ થયુ, વોસરાવી દયોને, એવી ઉપેક્ષા સાધુથી ન કરાય, કારણુ કે એ રૂમાલ કોઈને જડશે તો તે કાચા પાણીથી ધોશે તેનુ પાપ સાધુને લાગે છે

સાધુ પોતાની વસ્તુમા આરભ થવા દે નહિ સાધુથી રાત્રીમા ૪ પ્રકારના આહાર કે વસ્ત્ર, પાત્ર, કબલ વહોરવા ન જવાય પણુ કપડુ ચોરાઈ ગયુ હોય, પડી ગયુ હોય ને કોઇને હાથ આવ્યુ હોય તે રાત્રીના સમયે દેવા આવે તો સાધુ લઈ લે, પછી ભલે તે ધોઇ નાખ્યુ હોય કે રગી નાખ્યુ હોય. ઇસ્રીબધ કે ધૂપ દીધેલુ હોય તો પણુ લઇ લેવાય. આટલો આગાર બૃહત્કલ્પસૂત્રમા બતાવ્યો છે પણુ તે કપડુ બીજાના હાથમા રહેવા દેવાય નહિ, પછી ભલે કદાચ સાધુ જીવનમા અણુઉપયોગી બની ગયુ હોય તો સાધુ તેને નિર્વદ્ય જગ્યામા હિસા ન થાય તે રીતે પરઠવી દે પણુ તેના વસ્ત્રથી હિસા કરવા દે નહિ ભગવાન કહે છે સાધુ જીવન આવુ હોવુ જોઈએ તે ગૃહસ્થને કપડા કઇ રીતે દેવરાવે ! કે આને સાડલો આપો ! પાટલુન, ખમીસ આપો અને કહે તો તે સાધુ કહેવાય નહિ મુહપત્તિ, પથરણુ આપવુ કે અપાવવુ કલ્પે નહિ શ્રીમત ભકતો હોય ને જીભ વાપરે તેમા શુ ? પણુ આવા સાધુઓ પોતાના આત્મા

ઉપર કાતી ચલાવી રહ્યા છે તેના ચારિત્રના ચૂરા કરી રહ્યા છે સ્ત્રીના સંસર્ગથી સાધુનું ચારિત્ર લૂટાય છે હાથી સમાન રહનેમી લૂટાઈ ગયા, તો બાળકના શા ભાર છે!

जहा कुक्कुड पोयस्स निच्च कुललओ भय ।
एव खु बभयारिस्स, इत्थी विग्गहओभय ॥५४॥

કૂકડીના બચ્ચાને જેમ બિલાડીનો ભય તેમ નિશ્ચે બ્રહ્મચારી મુનિને સ્ત્રી અને સ્ત્રીઓને પુરુષ તરફથી ભય છે માટે સ્ત્રી સંગ છોડો એથી પણ આગળ વધીને ભગવાન ફરમાવે છે કે જેના હાથ, પગ કાન, નાક વગેરે કપાઈ ગયાં હોય, તેવી સ્ત્રી સો વર્ષની બુઢી હોય છતાં તેની પાસે બ્રહ્મચારી મુનિએ મુહૂર્ત સમય પણ ટકવું નહિ ભગવાને સાધુને વિભૂષા કરવાની ના પાડી છે સાધુને અસ્નાન વ્રત હોય, દેશ-સ્નાન એટલે હાથ, પગ, મોઢું, પીઠું, અને સંપૂર્ણ શરીરે નાહવું તે સર્વ સ્નાન. બન્ને સ્નાન સાધુને વર્જીત છે સ્નાન કરનારો બ્રહ્મચર્યમા દોષ લગાડે છે બાવન અનાચાર દશવૈકાલિક સૂત્રના ત્રીજા અધ્યયનમા ભગવાને ફરમાવ્યા છે છઠ્ઠા અધ્યયનમાં અઢાર બોલ કીધા છે તે સાધુએ અખંડ પાળવાના છે

પાચ મહાવ્રત અને છઠ્ઠા રાત્રી ભોજનનો ત્યાગ, છ કાયની દયા પાળવી અને અકલ્પ ચીજો વપરાય નહિ. ગૃહસ્થના ભાજનમા સાધુથી ભોજન કરાય નહિ. ગૃહસ્થના ઘેર જઈને બેસાય નહિ. એનાથી ભિખારીઓને અંતરાય પડે. ગૃહસ્થ સાધુના કામમા રોકાયેલ હોય તેથી બીજા માગણ-ભમણને સંતોષી શકે નહિ. પરંતુ કંમહારાજ બોટી થાય તેથી

અંદરમાં સાધુ પ્રત્યે ક્રોધ થાય અણગમો થાય. વળી બ્રહ્મચર્યની પહેલી વાડનો ભંગ થાય છે ગૃહસ્થને ઘેર બેસવાથી બહારના જુવે કે, એક કલાક થયા બેઠા બેઠા વાતો કરે છે, સાધુને કયા પુત્ર–પુત્રીના લગ્ન કરવાના હતાં ? કે વેપારના ભાવ તાલ કરવાના હતા ? કે સ્વાધ્યાય–ધ્યાન છોડી ગૃહસ્થના ઘરે ભટકવા આવ્યા છે ! એટલુ જ નહિ પણ ગૃહસ્થ એમ કહે કે, મહારાજ ચૂલે છે, મહારાજ ચૂલે છે કે રાંધણુ ? ના પાડે, પ્રતિષેધ કરે, કે તરત સાધુએ પાછા વળી જવુ જોઇએ પ્રતિલાભે તો લઇને તરત પાછા વળવુ, પણ બેસાય તો નહિ જ.

સાધુ બહારથી ધર્મ લાભ કરતો આવે નહિ સાધુ ગૃહસ્થને ત્યા ચોરની માફક જાય અને શાહૂકારની પેઠે નીકળે ગૃહસ્થને ત્યા સાધુ બેસે તો તેના ઘરના માણસને ક્રોધનુ કારણ અને પાડોશીઓને શકાનુ કારણ થાય ત્રણ પ્રકારે મુનિઓને છૂટ છે એક તો બિમાર હોય, વહોરવા નીકળ્યા હોય, રસ્તામા ચકકર આવે, ને શ્રાવકનુ કે કોઈ ગૃહસ્થનુ ઘર પાસે હોય તો વિસામો લેવા તેનાથી બેસાય બીજુ, તપસ્વી મુનિ હોય તેને, અને ત્રીજા, જરાથી પરાભવેલો વૃદ્ધત્વ જેને પૂરુ લાગી ગયુ છે, શ્રમ ખેડી શકતા નથી, પગ થાકયા છે, ત્યારે તેને ગૃહસ્થને ઘરે વિસામો લેવા પૂરતી બેસવાની છૂટ છે આ ત્રણ સિવાય ગૃહસ્થને ઘેર, પછી તે કુટુમ્બીનુ હોય કે સબધીનુ કે રાગી ભકતોનુ કે પોતાના માવતરનુ ઘર હોય, છતા પણ સાધુને બેસવાનો અધિકાર નથી, એવો ચોકખો સિદ્ધાત–પાઠ છે સિદ્ધાત વાચો તો ખબર પડે કે ભગવાને સાધુઓનુ કઈ રીતે રક્ષણ કર્યું છે ?

ભગવાન કહે છે કે, તમે તમારું બ્રહ્મચર્ય પાળવા સતેજ બનો, જે શ્રદ્ધાથી નીકળ્યા છો તે ઠેઠ સુધી પાર પહોંચાડો

સાધુથી ચોથા ન કરાય અઢારે દોષને સાવધ રહીને અખંડ રીતે પાળવા જોઈએ. જેણે આત્માનો મોક્ષ કરી લેવાનો પુરુષાર્થ ખેડવો છે તેને ઝેરી વિષયના ફળો જાણે અજાણે પણ ખાવા જેવા લાગતા નથી. જેમ કિંપાક ફળ સુંદર પણ પરિણામે સુંદર નથી તેમ, ભોગના પરિણામો સુંદર નથી. વળી પણ મૃગાપુત્ર માતાને શું કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૬૫ મું

સં ૨૦૨૦ના ભાદરવા વદિ ૬ ને શનિવાર, તા. ૨૬-૯-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાલે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાંત ફરમાવ્યાં ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯ મા અધ્યયનમાં ભગવાન ફરમાવે છે :

"अद्धाणं जो महंतं तु अप्पाहेओ पवज्जई ।
गच्छन्तो सो दुही होई छुहातण्हाए पीडिओ ॥१८॥

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિરૂપ સંસાર મહાન અટવી સમાન છે આ અટવીમાં જે ભાતું લીધા વિના જાય છે તે જતા થકા દુઃખી થાય છે તે ક્ષુધા અને તૃષાથી પીડાય છે અટવીમાં ખાધા-પીધા વિના પ્રાણ નીકળી જાય છે

एवं धम्म अकाऊणं, जो गच्छइ परं भव ।
गच्छन्तो सो दुही होइ, वाही रोगेहि पीडिओ ॥१९॥

એવી રીતે આ સસારઅટવીમા, જે ધર્મ કરતો નથી, ધર્મના સ્વરૂપને જાણી જીવનમા ઉતારતો નથી, તે પરભવમા જાય છે, ત્યાં અતિ દુખ પામે છે જેણે ધર્મરૂપી ભાતું લીધું નથી, તે ભવિષ્યમા વ્યાધિ, રોગ અને પ્રતિકૂળતાના દુખમાં જ ભટકયા કરશે. લાંબી મજલ કરવાની હોય ત્યારે ભાતુ લેવુ પડે છે, એમ જ્ઞાનીઓ કહે છે આવો મનુષ્ય જન્મ મળ્યો, તે અતિ દુર્લભ છે એ ભવમા ખાવા-પીવામા, વિષયો મેળવવામાં, જે ગૃદ્ધ-મૂર્ચ્છિત થાય છે, તે એમ જ માને છે કે, સ્ત્રી, એ તો મારે સર્વસ્વ સુખનુ સાધન છે પણ જ્ઞાનીઓએ, સ્ત્રીને મોક્ષ-માર્ગની અર્ગલા કહી છે છતા વિષયોમા રાચતા જીવોને તેનુ કંઈ જ ભાન નથી

ધન, સ્ત્રી, ઇન્દ્રિયાદિના સુખોમા, વિષયોમા, જીવ ગૃદ્ધિ થઈ જાય છે ભાડે મકાનમાથી ઘરનુ મકાન થાય તો ઠીક, એ મળ્યા પછી લાઈટ હોય તો ઠીક, પછી બાથરૂમ, દીવાન-ખાનુ, કબાટ, તિજોરી આદિ હોય તો સારુ, સોફાસેટ, રેડિયો હોય તો કઈક ઠીક, આ બધુ હોય ને રેફ્રિજેટર ન હોય તો કઈ ચાલે ! જીવ આમ એક પછી એક જરૂરિયાતો વધારતો ગયો જીવને સાદગીથી રહેતા આવડતુ જ નથી તમે કેટલા પાપ કરીને પૈસા ભેગા કરો છો ? માટે સમજજો, **ખર્ચ ઘટે તેમ પાપ ઘટે અને ખર્ચ વધે તેમ પાપ વધે.** આગળના શ્રાવકો પાસે ઘણુ ધન હોવા છતા, જિંદગી સાદાઈમા ગાળતા એમો દેદરાણી-જેની પાસે અઢળક ધન હતુ, છતા વેશમા એટલો સાદો કે કોઈ કહી ન શકે, કે

આમની પાસે આટલુ ધન હશે ! આજે તો

કંઈ શાખે ચૂરો ને કંઈ મીનો નહિ પાર
પેટીમાં તડાકા મારે ને શોભા રાખે બહાર

અ દરથી ખાલીખમ હોવા છતાં બહાર દેખાવ કેવા કરે છે ! સ્ત્રીઓ આકર્ષક વેશભૂષા કરે છે, જેના વડે પામર મનુષ્યો આકર્ષાય છે આવા પાપો જીવ જોરશોરથી કરી રહ્યો છે સ્ત્રીનું મોઢું ફરી જાય તો ઓછો ઓછો થઈ જાય સ્ત્રી માંદી પડે તો કેટલા બધા ખરચા કરે અને મા માંદી પડે તો શું ? આજે સ્ત્રી અને પૈસામાં એટલા બધા મૂચ્છિત થઈ ગયા છે, કે પૈસા માટે પ્રપંચ કરે, 'માયામોસો' એટલે કપટ સહિતનું જૂઠું બોલે પૈસા માટે ચોવીસ તીર્થંકરના સોગન ખાઇ લે ! ભગવાનનો પણ ડર ક્યાં છે ! તુચ્છ વસ્તુઓ માટે અજ્ઞાની આત્માઓ ધર્મને જતો કરે આવા અભાગી આત્માઓ આ અટવીમાં રઝળે નહિ તો બીજુ શું થાય ! 'सिप्पुणाग्रु व्व मट्टिय' અળશિયું માટી ખાય અને શરીર ઉપર માટી ચોપડે પછી માટી સૂકાય એટલે શરીર તડોતડ તૂટે એમ અજ્ઞાની જીવો એવી રીતે કંડાય છે એવાં ચીકણાં કર્મ બાંધે છે કે સોગવતા ત્રાહિત્રાહિ પોકારી જાય છે કર્મ નિસ્પૃહી છે ત્યાં લાગવગ-રુશવત ચાલે તેમ નથી.

ચક્રવર્તિ રાજા હોય કે તીર્થંકર દેવ હોય, છતાં જે કર્મ કર્યો છે તે ભોગવ્યા વિના છૂટકો જ નથી. માટે કર્મના બંધનને સમજો. ઇન્દ્રિયોના વિષયમાં રસ થવો એ કર્મ બંધનનો હેતુ છે જ્યાં બંધભાવ ત્યાં મોક્ષ નથી. ભગવાન કહે છ કે બંધનમાં બંધાયેલો જીવ કર્મના ઉદય આવતા સમભાવે સહન કરવાને બદલે બીજા નવાં કર્મો બાંધતો

જાય છે જેલમા ગયેલો કેદી, હમેશા દિવસ ગણુતો હોય છે આ જેલમાથી ક્યારે છૂટુ એવી ભાવના હોય, તમે સંસાર રૂપી કેદમા પડેલા છો એમ લાગે છે? પેલી જેલમાથી તો મુદત આવશે છૂટી જવાશે પણ આ જગતની જેલ તો જબરજસ્ત છે.

પ્રેમદાને પૈસારૂપી બે બેડીયું, પગમા જડેલ જી.
સંતતિ રૂપી હાથકડીયું, ભીંસીને ભીડેલ,
જુવો આ જગ બંધનની જેલ જી.
જગ બંધનની જેલ, એને તોડવી મુશ્કેલ,
જુવો આ જગ બંધનની જેલ જી.
વિભ્રમ રૂપી કિલ્લો વંકો, દ્વાર મોહે દીધેલ જી,
આશા-તૃષ્ણા રૂપી તાળાં, જબ્બર જ્યાં દીધેલ;
જુવો આ જગ બંધનની જેલ જી.
જગ બંધનની જેલ એને તોડવી મુશ્કેલ,
જુવો આ જગ બંધનની જેલ જી.

આ જગતમા આપણે અપરાધી થઈને આવ્યા છીએ અપરાધી છીએ ત્યારે જ ચાર ગતિ, ચોવીસ દડક અને ચોરાસી લાખ જીવાયોનિમા ભટકવાનુ થયુ છે પ્રેમદા અને પૈસો, કચન અને કામિની રૂપી પગમા બે બેડીયો જડેલ છે તેના રગ-રાગમા જીવ ભાન ભૂલી જાય છે સ્રીઓ માટે થઈ વિષયાધ જીવ, દર-દાગીના, કપડા રૂપી રાગના રમકડા ધરે છે ભગવાને ત્યા સુધી મોહાધ જીવને ઉદ્દેશીને કહ્યુ છે કે, સ્રીઓ પરીક્ષા કરે છે ગુસ્સે થઈ જાય તો ધણીના માથામા "पादुध्धट्ठे मुध्धिं पहणन्ति" સૂય - પગની લાત મારે છે પાદ પ્રહાર કરે છે, ત્યારે મોહાધ પુરુષ કહે છે તમારા ચરણુ કમળ કોમળ છે, તે મારા પત્થરા જેવા

અને ધીર, પરાક્રમી જોઈએ છ ખંડના રાજાનો કેટલો ભપ હશે! ૧૦-૧૦ ચક્રવતિઓ, ૬૪ હજાર સ્ત્રીઓના ટોળાનું શું થશે, તે જોવા ઊભા પણ ન રહ્યા મોત આવશે ત્યારે કોઈની પાછળ કોઈ મરી જાય છે ખરા? જવું જરૂર છે માટે ભોગને તમે છોડો, નહિતર ભોગ તમને છોડી દેશે.

સખીરે તારી એની કામિની, ઊભી ટગમગ જોશે,
આંસુડે ભીંજાશે વસ્ત્ર ઉરના ધ્રુસકે ધ્રુસકે રોશે
એકરે દિવસ એવો આવશે, જાણે જન્મ્યો જ નહોતો
વહાલા તે વહાલા શું કરો વહાલા વોળાવીને વળશે
વહાલા તે વનકેરાં લાકડાં એ તો સાથેરે બળશે.
એકરે દિવસ એવો આવશે, જાણે જન્મ્યો જ નહોતો

ભલે છાતી ફાટ દુશ્મન હસ્તી સામી ઊભી હોય, પણ શું મોતમાંથી બચાવી દેશે? હરણાંનાં ટોળામાં સિંહે છલાંગ મારી, ભગાય તેટલાં હરણાં ભાગી છૂટે, પકડેલા હરણને બચાવવા કોઈ હરણ પાછું વળે ખરાં? ના; તો જનારને કોણ રોકી શકે છે! પંખી ઊડી જતાં પિંજર પડયું રહે છે પછી તો 'ઝટ કાઢો, ઝટ કાઢો' એમ થાય સ્મશાનયાત્રામાં તો આટલા બધાં માણસો હતાં પણ મરનારને કયાં જોવું છે! આ સંસારમાં મોહ અળાગળ લાગ્યો છે જીવ માનવ ભવની અમૂલ્ય ઘડીઓ વેડફી રહ્યો છે

અમૂલ્ય ઘડીઓ તારી, એમ વહી જાતી,
ધીમે ધીમે જીવન દોરી રહેતી કપાતી।
બંધ ઘડી જાશે જ્યારે ઓચિંતા જવાના રે.. ઓચિંતા
જવાનો સમય આવ્યો જવાના જવાના,
જવાના જવાના એ તો જવાના રવાના રે... જવાના
જવાનો સમય આવ્યો, જવાના જવાના

મનુષ્યભવની અમૂલ્ય ઘડીઓ જેમા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, તેવી ઘડીઓને જીવ ધૂળધાણી કરી રહ્યો છે સવાર પડે ત્યા વાસી કામ, ચા–પાણી, જરાક નવરા ન થાય ત્યા રાધ્યુ, ખાધુ અને બપોરે સૂઇ ગયા. વળી બપોર પછી ચાની તરખટ, સાજે વાળુ, રાત પડી પથારીમાં સૂતો, સવાર પડે ત્યા પાછી એ જ ઘટમાળ ચાલુ જ છે કહીએ, સામાયિક કરો, તો કહેશે· 'No time' ખાવા–પીવા, હરવા–ફરવા, સિનેમા જોવા, રમત-ગમતમા રાતના બાર વાગ્યા સુધી ખબર ન પડે અને માળા ફેરવતાં ઝોલા ખાય. ધર્મમા રસ જ નથી એશઆરામમાં રસ છે જ્ઞાની કહે છે પરથી સુખ માની રહ્યો છે તે તારી દૃષ્ટિ વિપર્યાસ થઈ ગઈ છે. દૃષ્ટિમા વિપર્યાસપણુ છે, તેથી સાચી હકીકત ગળે ઉતરતી નથી. સામાયિક, સવર, વાચન, વિચાર, ધ્યાન, ધર્મકથા કરો અને સાભળો તો જીવન લેખે છે દાન, તપ, ભાવમા રમણુતા કરે, તેનુ જીવન લેખે છે

આ અમૂલ્ય મનુષ્ય જીવનના આયુષ્યની દોરી કપાતી જાય છે

દીવામાં દિવેલ હોય ત્યા લગી દીપક બળે, પછી ગમે તેટલી દિવાસળી બગાડશો પણ દિવેલ નહિ હોય તો સળગશે કેમ ? તેમ ઇન્જેકશન, દવા, ટિકડી દેશો પણ આયુષ્યકર્મ પૂરુ થયુ હોય તો જીવવાનો નથી જુવાન જોધ જેવો દીકરો ઉપડી જાય, હૈયામા ધ્રાસકો પડે, પણ જ્યા આયુષ્યની દોરી જ તુટી પછી શુ થાય ! ચૈતન્ય ચાલ્યુ જાય, પછી રો'કકળ કરવી નકામી છે રોતા, કકળતા, કોઇ કોઈના સ્વજનો પાછા આવ્યા હોય તો માણસો લઘી રાખીને પણ

માથામા મારતા આપને તો વાગ્યુ નથીને ? કયા સુધી મોહની આંધીમાં જીવો અજ્વાય છે ? આત્માની વિકારી અવસ્થામા વિકૃત દશાની કોઈ પરિસીમા નથી. અનહદ મોહ વાળા જીવો સ્રીના મારને પણ સહન કરે છે તેની ગાળો પણ મીઠી સાકર જેવી માને છે

મા જો બોલે તો તરત સામો થઈ જાય, પણ સ્રી બોલતી હોય તો કહેશે ભલે બોલે. જ્ઞાનીઓ કહે છે, કે સ્રીઓમા મોહાધ બનેલા જીવો નરક અને તિર્યંચ ગતિમા જાય છે તેવા મૂઢ જીવો ધર્મના સ્વરૂપને સમજી શકતા નથી

સંતતિ, એ હાથકડીઓ છે ! 'આ અમારો બાબો,' 'આ અમારા દીકરાનો બાબો' બસ હાથમા કડીઓ પડી. કેટલો મોહનો ઉછાળો છે ? વખાણમાં મોહ કેમ આવ્યું ? તો કહેશે, બાબાએ કજીયો કર્યો, 'તમે ચા પાવ તો પીઉ' આ કોણ બોલાવે છે ! રાગ તેટલો રોગ સમજજો રાગ અને દ્વેષ બે પ્રકારના બંધન છે ભાવ-કર્મ દ્રવ્ય કર્મને લાવે છે અંતરમાં ભાવકર્મને તોડે તો દ્રવ્ય કર્મના ઉદયે દુઃખ થાય નહિ રાગદ્વેષ ન કરે તો નવા કર્મ બંધાય નહિ. પણ જીવ અનુકૂળ નિમિત્તે રાગ અને પ્રતિકૂળ નિમિત્તે દ્વેષ કરવા મંડી જાય છે મનમાન્યા ભોગ ન મળે તો ખીજાઈ જાય છે રાગ અને દ્વેષ એ કર્મના બીજ છે તેના વડે સંસાર વધતો જાય છે

ત્રિલોકી નાથ કહે છે કે, રાગદ્વેષથી છૂટાય તો જીવ શાતા આવે જેટલો રાગ તેટલુ દુઃખ ગામમા વધુ દુઃખી

હશે, ઘણાય મરી જતા હશે, રોગી હશે તેનુ તમને કાંઇ દુઃખ છે ? ના, કેમ ? તેનામા મારાપણાના તાંતણાથી વિંટાયા નથી પોતાની દીકરીને સાસરેથી કાઢી મૂકી હોય અને ઘેર આવી હોય તો કાળજુ ઉથલી જાય અરેરે ! સાસરિયાએ કાંઈ ઢોર માર માર્યો છે, કસાઈ વાડે ગાય બાંધી એમ કહે આ રાગ બોલાવે છે, આવુ પાડોશીની છોકરીને થયું હોય, તો કાંઈ દુઃખ લાગે ખરુ ? ના, બન્ને હકીકતમાં તારતમ્યતા પડી ગઈ.

રાગદ્વેષની પ્રવૃત્તિ એ સંસારપંથ છે રાગદ્વેષની નિવૃત્તિ એ મોક્ષપંથ છે, તમને શુ ગમે ! બોલવું સહેલું છે, પણ જીવનમા ઉતારવુ એ માટે તો પુરુષાર્થ કરવો પડશે

કરોળિયો જેમ પોતાની જ જાળમા ફસાય છે, તેમ અજ્ઞાની જીવો રાગદ્વેષ કરીને કર્મ જ જાળની જાળમા ફસાય જાય છે દીક્ષા લેવાનુ મન થાય પણ છૂટી શકાતુ નથી તેં જાળ ઊભી કરી તેને તોડવાની તાકાત શું તારામા નથી ? જંજાળ તને વળગી કે તું જ જાળને વળગ્યો છે ? બાવળીએ બથ ભરીને બેઠો, પછી કહે, કોઈક છોડાવો, પણ તુ જ છોડી દે તો છૂટો જ છે તને કોણે રોક્યો ? ઘરવાળી–છોકરાં કોણ રોકે છે ?

સુબાહુ કુમારે એક જ દિવસે ૫૦૦ સ્ત્રીઓનુ પાણિ-ગ્રહણ કરેલ હતુ તેને છોડી દીધી, ૫૦૦ સ્ત્રીઓ સુબાહુ કુમારને રોકી ન શકી. જાગ્યો એ દાબ્યો ન રહે. દીક્ષા લઈશ તો તે શુ ખાશે ? સ્ત્રીનુ શુ થાશે ? મારી મા રડશે ! એવા માયકાગલા શુ કરી શકશે ? આ માર્ગમા તો શૂરવીર

અને ધીર, પરાક્રમી એવા છ ખંડના રાજાનો કેટલો ભપ હશે ! ૧૦-૧૦ ચક્રવર્તિઓ, ૬૪ હજાર સ્ત્રીઓના ટોળાનું શું થયું, તે જોવા ઊભા પણ ન રહ્યા મોત આવશે ત્યારે કોઈની પાછળ કોઈ મરી જાય છે ખરા ! જવું જરૂર છે માટે ભોગને તમે છોડો, નહિતર ભોગ તમને છોડી દેશે.

શણગાર નારી એની કામિની, ઊભી ટમટમ જોતી
આંસુડે ભીંજે વસ્ત્ર ઉરના, ધ્રુસકે ધ્રુસકે રોતી.
એક દિવસ એવો આવશે, જાણે જન્મ્યો જ નહોતો
વહાલાં તે વહાલાં શું કરો વહાલાં વળાવીને બાળશે.
વહાલાં તે વનોરાં લાકડાં એ તો સાથે જ બળશે,
એક દિવસ એવો આવશે, જાણે જન્મ્યો જ હોતો

સ્ત્રી છાતી ફાટ રુદન કરતી સામી ઊભી હોય, પણ શું મોતમાંથી બચાવી દેશે ? હરણાના ટોળામાં સિંહે છલાંગ મારી, અગાઉ તેટલા હરણાં ભાગી છૂટે પકડેલાં હરણને બચાવવા કોઈ હરણ પાછા વળે ખરાં ? ના; તો જનારને કોણ રોકી શકે છે ! પંખી ઊડી જતા પિંજર પડ્યું રહે છે પછી તો 'ઝટ કાઢો, જલ્દી કાઢો' એમ થાય સ્મશાનયાત્રામાં તો આટલા બધાં માણસો હતાં પણ મરનારને ક્યાં જોવું છે ! આ સંસારમાં મોહ ગળાગળ લાગ્યો છે જીવ, માનવ ભવની અમૂલ્ય ઘડીઓ વેડફી રહ્યો છે

અમૂલ્ય ઘડીઓ તારી એળે વહી જાતી
ધીમે ધીમે જીવન દોરી રહેતી કપાતી
જપ થકી નથી ક્યારે ઓચિંતા જવાના રે – ઓચિંતા
જવાનો સમય આવ્યો જવાના જવાના,
જવાના જવાના એ તો જવાના રહેવાના રે.. જવાના
જવાનો સમય આવ્યો, જવાના જવાના

મનુષ્યભવની અમૂલ્ય ઘડીઓ જેમા કેવળજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે, તેવી ઘડીઓને જીવ ધૂળધાણી કરી રહ્યો છે સવાર પડે ત્યા વાસી કામ, ચા-પાણી, જરાક નવરા ન થાય ત્યા રાધ્યુ, ખાધુ અને બપોરે સૂઇ ગયા વળી બપોર પછી ચાની તરખટ, સાજે વાળુ, રાત પડી પથારીમા સૂતો, સવાર પડે ત્યા પાછી એ જ ઘટમાળ ચાલુ જ છે કહીએ, સામાયિક કરો, તો કહેશે 'No time' ખાવા-પીવા, હરવા-ફરવા, સિનેમા જોવા, રમત-ગમતમા રાતના બાર વાગ્યા સુધી ખબર ન પડે અને માળા ફેરવતા ઝોલા ખાય ધર્મમા રસ જ નથી એશઆરામમા રસ છે જ્ઞાની કહે છે પરથી સુખ માની રહ્યો છે તે તારી દૃષ્ટિ વિપર્યાસ થઈ ગઈ છે. દૃષ્ટિમા વિપર્યાસપણુ છે, તેથી સાચી હકીકત ગળે ઉતરતી નથી સામાયિક, સવર, વાચન, વિચાર, ધ્યાન, ધર્મકથા કરો અને સાભળો તો જીવન લેખે છે દાન, તપ, ભાવમા રમણુતા કરે, તેનુ જીવન લેખે છે

આ અમૂલ્ય મનુષ્ય જીવનના આયુષ્યની દોરી કપાતી જાય છે

દીવામા દિવેલ હોય ત્યા લગી દીપક બળે, પછી ગમે તેટલી દિવાસળી બગાડશો પણ દિવેલ નહિ હોય તો સળગશે કેમ ? તેમ ઈન્જેકશન, દવા, ટિકડી દેશો પણ આયુષ્યકર્મ પૂરુ થયુ હોય તો જીવવાનો નથી. જુવાન જોધ જેવો દીકરો ઉપડી જાય, હૈયામા ધ્રાસકો પડે, પણ જ્યા આયુષ્યની દોરી જ તુટી પછી શુ થાય ! ચૈતન્ય ચાલ્યુ જાય, પછી રો'કકળ કરવી નકામી છે રોતા, કકળતા, કોઇ કોઈના સ્વજનો પાછા આવ્યા હોય તો માણુસો લઘી રાખીને પણ

રોવરાવે, પણ કોઈ પાછાં આવ્યા નથી, આવવાના નથી, અને આવશે પણ નહિ. રુદન કરવું એ તો આર્તધ્યાન છે દીકરો હજુ મને વિસરતો નથી, પળેપળે યાદ આવે છે, એમ કહે. અરે ભાઈ! ભગવાનને યાદ કર તે ગયો તે તો નોટિસ દેતો ગયો છે, કે જલદી કરો, ધર્મધ્યાન કરી લઈ ભાતુ બાંધી લ્યો તમારે પણ મારી માફક જવાનું છે મમતા મૂકીને મરે, તેનું નામ સમાધિમરણ કહેવાય તમે કેવી રીતે મરશો! વોય, વોય' કરતા કે હોય, હોય'! પિતાના મૃત્યુ બાદ, પુત્ર કાગળ લખે, તેમાં એમ લખે કે મારા પિતા સ્વર્ગવાસ થઈ ગયા છે સામેથી પેલો જવાબ એમ વાળે કે તમારા પિતા સ્વર્ગવાસ થયા—દેવ થયા તે અનુચિત થયું, કારણ કે સ્વર્ગવાસ થાય તેવું તમારા પિતાનું કર્તુક નહોતું કોઈની લાગવગથી ગયા હોય તો બહુ અનુચિત બન્યું કહેવાય જેમણે બાલ્યવયમાં ચોરખના ધંધા કર્યા છે યુવાની ગધ્ધા-પચીશી જેવી ગાળી છે વૃદ્ધવય લોલુપતામા વિતાવી છે તેની ગતિ સ્વર્ગની થાય જ કેમ? દુર્ગતિમાં જવા જેવાં જેનાં કર્મ હોય તેને અંતકાળે શોક કરવો પડે છે ધર્મવિહોણા જીવનમા રાગદ્વેષની પ્રાધાન્યતા વર્તતી હોય છે તેના કારણે, નિકાચિત કર્મ બાંધી દુર્ગતિના મહેમાન બની જાય છે તે બિચારાને સ્વર્ગનાં બારાં કયાંથી ખોલવાના હોય! પાછળ રહેનારા સ્વજનો પણ રાગનાં કારણે વિલાપ કરે છે

કોઈ એક શેઠ ગરીબાઈમા સપડાતાં વિચાર કર્યો, કે પરદેશ જઈ કમાણી કરુ તો ઠીક, હવે અહીં ઉદ્ધાર નથી બે વપનો બાબો છે અને સ્ત્રી છે સ્ત્રીએ રજા આપી શેઠ પરદેશ ગયો પુણ્યના ઉદયથી સારી કમાણી થઈ ગયો

વરસમા સારી એવી કમાણી કરી, ઘેર આવવા માટે ટપાલ લખી કે, અમુક તારીખે હુ આવુ છું. હવે પોતાનુ ગામ સ્ટેશનથી ત્રણેક માઈલ દૂર છે. છોકરો સામો આવેલ, પરંતુ રાત્રી થઈ જતા અને પિતાને ન ઓળખી શકતાં ધર્મ-શાળામા સૂઇ રહ્યો તેનો પિતા બાજુના જ ઓરડામા ઉતર્યો છે, પરંતુ ઓળખી શકતો નથી. હવે રાત્રીના સમયે, ઊંઘમા છોકરાને ભયંકર સર્પ દંશ દે છે બાળકનુ પ્રાણ-પંખેરુ ઊડી ગયુ. આ તરફ બાપને કંઈ જ ખબર નથી. સવાર પડતા મુસાફરો બિસ્ત્રા બાંધી પ્રયાણ કરવા તૈયાર થાય છે, ત્યા આ બાળકનુ મડદુ જોયુ બધાને પૂછવામા આવ્યુ પણ કોઇએ ન કહ્યુ કે આ મારો પુત્ર છે

પાસેના ઓરડામા રહેલા શેઠને પૂછ્વામા આવ્યુ કે તમે જરા જુવો તો ખરા, મડદુ પડયુ છે શેઠ કહે 'જવાની તૈયારી કરી રહ્યો છુ ત્યા સવારમા મડાના દર્શન ક્યા કરાવો છો!' એમ કહી શેઠે મડદા સામુ પણ ન જોયુ બાળકની અંતિમ ક્રિયા માટે ખરડો શરૂ થયો. શેઠે તેમા પણ કંઈ આપવા તૈયારી બતાવી નહિ. ધર્મશાળાના માણસો બાળકે જે કપડા પહેર્યા છે તેને તપાસવા લાગ્યા તો ગજવામાથી એક પત્ર લખેલુ નીકળે છે આ પત્તુ દેખાડવામા આવતા શેઠને ધ્રાસકો પડી જાય છે. પોતાના જ અક્ષરો જોઈ, શેઠ પોકેપોકે રડવા માંડયો પુત્રના મડદા પાસે ઢગલો થઈ ગયો બધા આશ્ચર્ય પામી ગયા કે, અરે! શેઠ બાપણુના પૈસા દેવામા આનાકાની કરતો હતો, હવે કેવુ છાતીફાટ રુદન કરે છે!

બાળકની અંતિમ ક્રિયા કરી, શેઠ પોતાને ઘેર આવે

છે આગણામા પગ મૂકતાં જ શેઠ ઢીલો થૈ સ થઈ મોટી પોક મૂકી, આંનો હર્ષ શોકમા પલટાઈ ગયો ધર્મશાળામાં તો ઘણાય માણસો હતા શેઠ પણ હતા, પણ જ્યારે મારાપણાનો માર લાગ્યો, ત્યારે ઝટ્કાટ દુ ખ લાગ્યુ જાણપણુ એ દુ ખનુ કારણ નથી ધમ શાળામા બધાંએ જાણ્યુ કે, બાળક ગુજરી ગયો છે તેથી કઇ બધાને દુ ખ થયુ ન હતુ જ્ઞાન સમ જણ આપે છે ત્યારે રાગ રોવરાવે છે જેટલો રાગ તેટલું દુઃખ માટે દેવાધિદેવ કહે છે કે, તમે તમારે હાથે તમારા પગ ઉપર કુહાડો મેલો નહિ. રાગમા બધાયેલો જીવ ઘણા પાપ બાધે છે

સ સારરૂપી મહાઅટવીમા પ્રયાણ કરવાનું છે પરભવના ભાતા શું બાધ્યા ? ધમ ના ભાતાં બાંધવા માટે જ મનુષ્ય ભવ વખાણ્યો છે જેણે ધર્મનું આરાધન નથી કર્યું તે પરભવમા જતાં થકાં દુ ખી દુ ખી થઈ જાય છે ત્યા તેને અનુકૂળતાઓ મળતી નથી. જો જીવને સુખી થવું હોય, તો ધમ નાં ભાતાં બાંધી લ્યો હજુ મૃગાપુત્ર માતાને શુ કહેશે તે અધિકાર અવસરે કહેવાશે.



## વ્યાખ્યાન ૬૬ મુ

સ વત ૨૦૨૦ના ભાદરવા વદિ ૭ ને રવિવાર તા ૨૭-૯-૬૪

સિદ્ધાંત એટલે ત્રણે કાળે સિદ્ધ થયેલી વસ્તુ પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા. ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯ મા અધ્યયનમા ભગવાન ફરમાવે છે

" अध्धाणं जो महंत तु, मपाहेओ पवज्जई "
गच्छन्तो सो सुही होइ, छुआ तण्हा विवज्जिओ ॥२०॥

મૃગાપુત્ર માતાને કહે છે લાબી અટવીની અંદર જે મુસાફર ભાતુ લઇ પ્રવેશે છે, તે મુસાફરીએ જાતા થકા સુખી થાય છે, તેની ક્ષુધા અને તૃષા ટળી જાય છે તે દુખી થતો નથી મુસાફરી કરનારને ભાતાનો પ્રબંધ કરવો પડે છે

લાંબી મજલે જાવું પડશે, ભાતા વિના કેમ ચાલી શકશે,
ધર્મનુ ભાતુ બાંધ મુસાફીર, ભાતુ બાંધી લે–મુસાફીર,
દો દિનના મહેમાન મુસાફીર, ભાતું બાંધી લે–મુસાફીર.

જેને લાબો પથ કાપવાનો હોય, તેને ભાતા વિના કેમ ચાલે ? દેહને જેમ ખોરાકની જરૂર છે, તેમ આત્માને ધર્મની જરૂર છે .જે ધર્મનુ ભાતુ બાધશે, તે દુર્ગતિ જતા અટકશે

एव धम्म ऽपि काऊण जो गच्छइ पर भव
गच्छन्तो सो सुही होइ अप्पकम्मे अवेयणं ॥२१॥

એવી રીતે–જે ધર્મારાધન કરીને પરભવમા જાય છે, તેને અલ્પવેદના હોય છે તે હળુકર્મી હોય છે તેનો આંત્મા શાતિમય જીવન જીવે છે સસારના રાગદ્વેષ બધનોને તડોતડ તોડી નાખે છે ગાઠ રહિત થઈ જાય છે, પછી સાત ભય માહેલો કોઈ ભય, તેને હોતો નથી મરણનો ભય પણ તેનાથી દૂર ચાલ્યો જાય છે જેણે ધર્મનુ આરાધન કર્યું નથી અને સસારને આગળ કર્યો છે, તે મોક્ષના અનતા સુખને પ્રાપ્ત કરી શકતો નથી

મહાવીર પ્રભુ કહે છે ! હે પ્રમાદી જીવો પૈસો એ શરણભૂત નથી. તે દુર્ગતિમાથી બચાવે તેમ નથી જીવ પૈસા

માટે રાત અને દિવસ કાળ કે અકાળ, જોતો નથી ને આત્માના વિચાર કરવા બેસે ત્યાં ઊંઘ આવી જાય, જ્યારે વેપારની વાતમા આખી રાત એકલો એકલો વિચારક્યા કરે, બોલ્યા કરે

રાત્રી ક્યાં પસાર થઈ જાય છે તેની ખબર પડતી નથી જે આત્મ તત્વના પ્રેમીઓ છે, તે એમ ચિતવના કરતા હોય કે હે આત્મનો તુ સ્વતત્ર-પરિપૂર્ણ છો, તને તારા ઘરની ખબર નથી તેથી તને શાન્તિ નથી, ખરેખર તુ સ્વઘરથી ભૂલો પડયો છુ પારકાં ઘરને તુ તારુ ઠેકાણુ માની બેઠો છુ, પણ ભલા ! એમ અશાન્તિનો અત નહિ આવે શાન્તિ, સુખ તો તારા સ્વઘરમાં ભર્યો છે, પરતુ હઠ છોડી, તારા ઘરમા અનતા ખજાના ભર્યા છે, તેને સભાળ તો ખરો ! અરે જીવ ! જ્ઞાન-દશા નથી તુ ભરેલો, તેમા તુ નજર નથી કરતો ને બહારના વિષયોમા જ નજર કરી કલેશ અને દુખ ભોગવે છે તારા ઘરમાં નજર કર તો વિષયોના કલેશ વગરનું અતિન્દ્રિય, શાન્ત સુખ ભરેલુ છે એસાં નથી કોઇનો અકૂશ, કે નથી કાંઈ વિઘ્ન જેમ સિદ્ધોને પરનુ કાંઈ પ્રયોજન નથી, તેમ સ્વકીય સુખના અનુભવમા પરનુ પ્રયોજન-ઓથ-કે ટેકો જોતો નથી. તેને ત્યાગીને અજ્ઞાની જીવો દુખ બાધવાના પરિણામો ઉભાં કરે છે અને પછી દુખ ભોગવવા ટાણે રાડ પાડે છે સુખ ભોગવવા ચાહે છે પણ સાચા સુખના ઉપાય સેવતા નથી. ઇન્દ્રિય સુખમાં જ સુખ માની તેમાં અટકે છે, પણ તેમા તો દુખનો જ અનુભવ થાય છે

પૂર્વના પુણ્યોદયે ભલે કદાચ કરોડપતિ થાય કે અબજો પતિ થાય, પણ બિચારો પાપથી ઉકળેલો છે સકલ્પ

વિકલ્પની હારમાળામાં શાન્તિનુ વેદન કરી શકતો નથી. એને કોઈ પૂછે, ભાઇ? તને ક્રોધ આવે છે? ક્રોધનુ સામ્રાજ્ય તારા ઉપર રાજ કરે છે, કે તુ ક્રોધ ઉપર રાજ કરે છે? પ્રકૃત્તિ તને દબાવે છે કે તુ પ્રકૃત્તિને દબાવે છે? પ્રત્યુત્તરમા ક્લેશથી કકળતા શબ્દો સિવાય કાંઈ નહિ મળે તમે ઇન્દ્રિયોના ગુલામ છો? ઇન્દ્રિયો જેમ નચાવે તેમ નાચો છો કે ઇન્દ્રિયોને ગુલામ બનાવી છે? સ્વતત્રતા કોણ પ્રાપ્ત કરી શકે? જે ઇન્દ્રિયો તથા મનનો ગુલામ ન બને તે અને ગુણુના ગુલાબી રંગ પ્રગટાવે તે વિષય–કષાય ઉપર વિજય મેળવે તે જ સાચો વિજેતા છે ઉત્તરાધ્યયનસૂત્રના પહેલા અધ્યયનમા ભાવભરપૂર ગાથા છે

अप्पा चेव दमेयव्वो, अप्पा हु खलु दुद्दमो ।
अप्पा दन्तो सुही होइ, अस्सि लोए परत्थ य ॥१५॥

જો સત્તા નિશ્ચયે ચલાવવી જ છે તો આત્મા ઉપર ચલાવ. આત્માની પરિણુતિઓ કેવુ કામ કરી રહી છે? કેવી રીતે પ્રકૃત્તિઓ પજવી રહી છે? તેને દમન કર જો તમારે તમારુ હિત કરવુ હોય તો આત્માને દમો બહારના નોકર–ચાકરો ઉપર હુકમ ચલાવનાર અને પોતે બેફામ વર્તનાર વ્યક્તિઓ અધોગતિમા જવાની છે. ભગવાન કહે છે 'તુ તારા આત્માને દમ' બીજા ઉપર હુકમ ચલાવનારને વખત આવ્યે જ્યારે પોતાને, તે હુકમનુ પાલન કરવુ પડે છે ત્યારે હાજા ગગડી જાય છે ઇન્દ્રિયોના ગુલામ ન બનવુ વિષય–કષાયના સેવન ન કરવા, વગેરે સત્ પ્રવૃત્તિ આત્મદમનની છે એકેક વેણુ ગાંઠે બાંધી રાખશો, જતુ નહિ કરો, તો આખો સસાર કેવી રીતે જતો કરશો? નિદ્રા, વિકથા, ક્રોધ, માન, માયા,

હોય રાગ, દ્વેષ, મોહ આદિમાં અટવાઈ ગયો છે પોતાની હોનારત પોતે સર્જે છે દશવૈકાલિક સૂત્ર, નવમું અધ્યયન, ત્રીજા ઉદ્દેશાની છઠ્ઠી ગાથામાં પ્રભુ ફરમાવે છે

सक्का सहेउ आसाइ कंटया, अओमया उच्छहया नरेण ।
अणासए जो उ सहिज्ज कंटए वईमए कण्ण सरे स पुज्जो ॥६॥

શેઠ નોકર સામે ધમપછાડા કરે છે તે આકરા વચન કહે છે નોકરને ગરજ છે એટલે શેઠનું બધુ સહન કરે છે, ને ઉપર જતા કહે છે, આ તો દુઝણી ગાયની પાટુ છે બોનસ સારુ આપે છે માટે શેઠના બોલ્યા સામુ જોતો નથી. કાંટા જેવાં વચનો પણ સહન કરી શકે છે તેમ આપણને કોઈ દારુણમાં દારુણ કાંટા જેવાં વચનો કહી જાય તો ધર્મલક્ષે સહન કરી શકશુ ? બોલનારો બિચારો બાલ છે, અજ્ઞાની છે તે તો બોલે સમજેલો હોય તે બોલે નહિ જે બોલે છે તે અણસમજુ છે જેમતેમ ભાષા બોલનાર પોતાની અજ્ઞાનતાનું પ્રદર્શન કરી રહ્યો છે સામે જો જ્ઞાન હોય, ધર્મ પરિણમ્યો હોય, ઉપાશ્રય સેવ્યા હોય, વ્યાખ્યાન સાંભળ્યાં હોય વ્રત કર્યા હોય તો તેનું Standard' પારણું કેટલું ઊંચુ હોય ? તે આગ સામે આગ ન હોય ? જો તું ક્રોધ કરીશ તો કોણ ધોબી અને કોણ સાધુ ? બન્ને જો ક્રોધને વશ થયા તો બન્ને હલકટ થયા પ્રકૃતિના ગુલામ બન્ને બન્યા સાધુનું માપ વસ્ત્રભૂષા ઉપરથી નથી નીકળતું સમતાભાવમાં રમણ કરે તેનું નામ સાધુ બ્રહ્મચર્ય પાળે તે જ બ્રાહ્મણ જ્ઞાનવંત હોય તે જ મુનિ અને તપ કરે તે જ તાપસ ઉત્તરા સૂત્ર. અ. ૨૫

**समयाए समणो होइ, बम्भचेरेण बम्भणो ।**
**नाणेण य मुणी होइ, तवेण होइ तावसो ॥३२॥**

તમારે કેવા થવુ છે? જેમ બાળક કોઈને પત્થરો મારે, પણ જો તેનો ઘા છટકી ગયો, સામાને વાગે નહિ તો અતરમા દુખી થાય, પછી બીજો મારે, એમ જ્યારે નિશાન બરાબર લાગે ત્યારે હાશ કહી સતોષ અનુભવે, બદલો વાળ્યાની શાન્તિ મેળવે તેમ તમે એક પછી એક સોગઠી માર્યે રાખો છો આ ચેષ્ઠા બાલભાવની છે ક્રોધ કરવો એટલે મનોબળનુ મોટુ મીડુ સમજજો જે સહનશીલ છે તે, મનુષ્ય, તિર્યંચ, દેવના પરિસહ આવે તેને સમ્યક્પ્રકારે ખમે તેની દૃષ્ટિ ઉપાદાન સામે હોય. ચાલ્યો જતો હોય, માથેથી નળિયુ પડયુ, માથુ ફૂટી જાય, તે કર્મનો ઉદયકાળ પરિપાક થયો ત્યારે આમ બને છે પૂર્વે કઈ ઝેરના છાટા નાંખ્યા હોય, સુખ કોઈને આપ્યુ, ન હોય, સૌ ઉપર હુકમ જ ચલાવ્યા હોય, પોતે જિનેશ્વર દેવના ફરમાનોના અનાદર કર્યા હોય, એના પરિણામો જ્યારે ઉદયમાન થાય છે ત્યારે સેવતા અરરર થાય છે ત્યારે કહેશે, આવા નહોતા જાણ્યા

દશ છોકરીના કહેણુ આવ્યા હોય, પણ કર્મના કબાલા ઉદય થવાના હોય તો તે જ છોકરી નજરમા આવશે. નવને ના પાડી દે અને એક સાથે ગોળ ધાણા ખાય કુકુમ વરણા પગલે વહુને ઘેર આણી પ્રાત કાલે પ્રભાતિયા ગાય કે –

**સૂરજ ઊગ્યો રે કેવડિયાની ફણરો, કે વેણુલાં ભલે વાયાં રે**

વેણુલા વાયા કે કાળી અધારી રાત છાઈ. કાઇ પણ કારણુ હાથમા આવે તો બહાનુ લાવી ઝગડે છે "બાઝ કા બાઝનારી લાવ" એવી વહુની પ્રકૃતિથી ઘરના બધા

માણસો તજ થઈ જાય છે પૂર્વે કોઈનું સુખી કુટુમ્બ જોઈ શક્યો નથી, તેના પ્રતાપે તેના કુટુમ્બમા એવા જ માણસો પાકે છે કર્મ બધાણું તે ઉદયમાં આવ્યુ હવે જીવ એ વેદવા સમયે સમાધિમાં રહે, તો અનતા કર્મની નિર્જરા થાય છે જ્યા સુધી નિમિત્ત નથી આવ્યા, ત્યા સુધી તો ઉપર ઉપરથી શાંત દેખાતો હોય પણ નિમિત્ત અટકાય ત્યારે ખબર પડે કે સપ સુવાળો દેખાય છે પણ પૂછડી દબાય કે ફૂંફાડા મારતો હોય તેમ ધર્મ પામ્યા હોય તેની પરીક્ષા નિમિત્તો વખતે છે, એ પરીક્ષા પાસ કરવા માટે પૂર્વની તૈયારી જોઈએ. કેટલો અભ્યાસ કર્યો છે ? મરતી વખતે કેટલી સમતા છે ? કોઈ તમારો ભાવ પૂછતા ન હોય સેવા ચાકરી કરતા ન હોય છતાં કોઈ ઉપર દ્વેષ ન કરવો આત્માને દમવો એ કાંઈ નાની સૂની વાત નથી. આત્માને દમનાર આ લોકમા પણ સુખી થાય છે અને પરલોકમાં પણ સુખી થાય છે તેનો મોક્ષ નજદિક થશે.

જીવનને પ્રકાશમાં લાવો, પાપનો ઢાંક–પછેડો છોડી દો આ ભવનાં પાપ સાંભળતા હોય તેને જાહેરમા લાવો છો કે દાન જાહેરમાં લાવો છો ? ડોકટર પાસે દર્દી જઈ એમ કહે કે મને પેટમા વાંસામા, કાનમા આંખમાં, ક્યાંય દુખતુ નથી, ત્યારે ડોકટર કહેશે ભાઈ ? તારુ સારુ મારે સાથ જવું નથી દર્દ ક્યે ઠેકાણે થાય છે તે વાત કર દર્દીને આરોગ્યતા મેળવવી હોય તો ડોકટર પાસે રોગને પ્રકાશમાં લાવે છે ઢાંકપછેડા કરતો નથી તેમ ગુરુ પાસે તમે સારા છો, એમજ દેખાડવું છે ? કે કેટલા કેવા અવગુણ છે એ દેખાડવું છે ? તમે અહીં સામાયિક કરનારા એટલે એમ માની લેવું કે સારા–સુવાળા છો ! સમજજો શલ્ય નહિ નીકળે તો મરણ–

સમાધિમરણ નહિ થાય. છેલ્લી જિંદગી સુધારવી હોય તો, સુયોગ્ય સદ્‌ગુરુ પાસે પાપોનો એકરાર કર્યા સિવાય છૂટકો નથી સાવધાની પૂર્વક પાપને છોડો. સાપ જેવાં પાપ સંઘરવા જેવાં નથી, કાઢવા જેવાં છે. આજે અજ્ઞાનીઓ પાપની વાત કોઈને કહે નહિ, પણ ખરડામા દશ રૂપિયા લખાવ્યા હોય તે દશ જણાને કહી બતાવે આજે ફલાણા ગૃહસ્થ તરફથી પારણાં કરાવ્યાં તે અમે હો ? સામેથી, અહો ! બહુ લાભ લીધો, આવું સાભળે ત્યારે નિરાંત થાય, ૩૨ કોઠે દીવા થાય .

રુંવે રુંવે ભર્યાં પાપ પ્રભુજી, મારે રુંવે રુંવે ભર્યાં પાપ રે,
કીણ વિધ હવે હું ઉગરૂં પ્રભુ,. શરણ ગ્રહ્યું મેં આજ રે,
શરણ ગ્રહ્યું મેં આજ પ્રભુજી, મેં તો શરણ ગ્રહયું પ્રભુ આજ રે,
મારી બેડલીને બૂડવા ના દો, પ્રભુ શરણ ગ્રહયું મેં આજરે

જે જીવ પોતાના આત્મા સામે નજર કરતો નથી તે ઇન્દ્રિયના વિષયોમા લપટાઇને ક્ષણિક સુખને માટે શાશ્વતા સુખને ધક્કો મારે છે. સંયમ ચારિત્રને લૂટાવી નાખે છે

ભગવાને વીસમા અધ્યયનમા અનાથીમુનિ દ્વારા અનાથતા દર્શાવતા કહ્યું છે ·

न तं अरी कण्ठ छेत्ता करेइ, जं से करे अप्पणिया दुरप्पया ।
से नाहइ मच्चुमुहं तु पत्ते, पच्छाणुतावेण दया–विहूणो ॥४८॥

"માથાનો વાઢનાર દુશ્મન, જે બૂરુ નથી કરતો, તેનાથી વધારે અહિત પોતાનો જ દુષ્ટ આત્મા કરે છે શત્રુ પણ આત્મા પોતે જ છે માટે જિતેન્દ્રિય બનો પૈસા માટે, સ્ત્રી, બાળકો, મોટાઈ–માન મેળવવા કેટલા અનર્થો કરો છો? આ પાપ તમને કયા લઈ જશે?

વેપાર અર્થે જતાં, દેવદત્ત, જંગલમાં ભૂલો પડે છે, જંગલમાં હાથીના ટોળાં છે, ક્યાંથી નીકળવું તેની ખબર પડતી નથી હાથીઓમાં એક શીલરાજ હાથી વિચક્ષણ છે. ભય ભ્રાન્ત થયેલા દેવદત્તને ઈશારાથી સમજાવે છે કે અમે તને મારશું નહિ

તિર્યંચના ભવમાં પણ કેવી સેવા! મેઘકુમારના જીવે પૂર્વે હાથીના ભવમાં સસલાની દયા પાળવા અઢી દિવસ સુધી એક પગ અધ્ધર રાખ્યો સાંધા ઝલાઈ ગયા પ્રાણી માત્રની અનુકંપા આવી એટલે અગવડતા વેઠીને પણ અન્યને સગવડતા કરી દીધી પછી જ્યારે દાવાનળ શાંત થયો સૌ પ્રાણીઓ વીખરાયા, ત્યારે જ્યાં પગ નીચે મૂકવા જાય છે ત્યાં પગની નસ તૂટી જાય છે, મરીને શ્રેણીક રાજાને ત્યાં ધારિણી રાણીની કૂખે મેઘકુમાર પણે અવતરે છે ત્યાં આઠ કન્યાઓનો ત્યાગ કરી, મહાવીર પ્રભુ પાસે દીક્ષા લીધી એકાવતારી બન્યા. હાલ વિજય વિમાનમાં બિરાજે છે અહિંસા ભાવે બંધાયેલું પુણ્ય ક્યાં ખેંચી ગયું! તીર્થંકર દેવના સાનિધ્યમાં મૂકી દીધા દયાના પરિણામ તો જુઓ! સંસાર કપાઈ ગયો (ભાવિ નૈગમ નયને લક્ષમાં રાખીને સંસાર પરિત્ત કર્યાની વાત કરી છે).

શીલરાજને દેવદત્તની દયા આવી. પીઠ પર બેસાડ્યો. મોટાં હાથી દાંત આપ્યા અને જંગલને રસ્તેથી ધોરી માર્ગ ઉપર મૂકી દીધો દેવદત્ત ગામ ભેગો થઈ ગયો હાથીદાંતના પુષ્કળ પૈસા આવ્યા ઘણો લોભ થયો. મફતમાં પૈસાદાર થઈ ગયો લાભ ત્યાં લોભ વધે. એટલે મોટી ગાડી બનાવી ફરી તે જ

વનમાં દેવદત્તે પ્રવેશ કર્યો. શીલરાજે સૂઢથી આદર કર્યો. દેવદત્ત કહેવા લાગ્યો કે, અગાઉના હાથીદાંત આપેલા તે તો ચોર લઈ ગયા હવે થોડા હાથીદાતની જરૂર છે, માટે આપો. શીલરાજે સમતિ બતાવી એટલે દેવદત્ત આખી ગાડી ભરી લીધી અને દોરડું શીલરાજના પગ સાથે બાંધી દીધુ

આ પ્રમાણે હાથીદાત પોતાને ગામ લાવવા મંડયો, તેને તો ધધો થઈ પડયો, શાહુકાર થઇ ગયો માગણી થવા લાગી કે જીવતા હાથીના હાથીદાત લઈ આવો દેવદત્ત પાછો શીલરાજ હાથી પાસે વનમાં આવે છે શીલરાજે પૂછ્યુ 'કેમ આવ્યા? તો કહે 'અકર્મીનો પડીયો કાણો,' આગલુ લઈ ગયો તે ભેટ દેવામા ચાલ્યુ ગયુ, ઉપરથી કહેવાયુ કે, જીવતા હાથીદાત લાવો તો ખરા! તમને થોડુ દુંખ અપાય છે! શીલરાજને દયા આવી, મારે મોટા દાતને શુ કરવા છે, દેવદત્ત કરવતીનુ સાધન લઈને આવેલો તે વડે અરધા દાત કપાવ્યા વેદના ખમીને શીલરાજે અર્ધા દાત કપાવ્યા બીજીવાર આવ્યો મૂળમાથી સાણુસાવતી ખેચી કાઢયા.

ભોળો ભદ્રિક શીલરાજ માનવીના કપટને સમજી શકયો નહિ. પોતાની ભલમનસાઇથી મૂળમાથી દાત કાઢી આપ્યા ધોરી નસો તૂટી જતા શીલરાજ બેશુદ્ધ બની ગયો, લોહીની નદીઓઃ વહેવા માડી, આખો બહાર નીકળી ગઈ, તીવ્ર વેદનાથી શીલરાજનુ પ્રાણુપખેરુ ઊડી ગયુ. દેવદત્ત રાજી થતો હાથીદાત લઈ ઉપડયો

કર્મ કોઈને મૂકતા નથી વટોળીયો આવતા વનમા વૃક્ષો ઘસાવા લાગ્યા, તેમાથી અગ્નિ પેદા થતા, દાવાનળ

લાગ્યો દેવદત્ત તેમા બળીને ભડથુ થઈ ગયો કર્મના પરિણામે દુર્ગતિમા ચાલ્યો ગયો

બીજાને દુ ખ આપનાર અનેકવાર દુ ખી થાય છે બીજાને થપ્પડ મારનારને અનેકવાર થપ્પડ ખાવી પડશે, બીજાને લૂટવાનો ધધો કરશો તો વારવાર તમારે લૂટાવુ પડશે ગુન્હો એક સેકડનો હોય તે કેટલા જુગનાજુગ સુધી અરે જ મઠીપ સુધી આ ભવને પરભવમા પણ શિક્ષા ભોગવવી પડે છે

જ્ઞાનીઓ કહે છે કે, બીજાને ચૂસી પડાવી લઈ, ધનભડાર તર કરવો, પણ પૈસો ત્રાણરૂપ નથી. પરભવનું ભાતુ પૈસો નથી પણ ધર્મ છે માનવી સૌથી મોટો અગ્રણ છે, દરેક નાનાં મોટા પ્રાણીઓના રક્ષણની જવાબદારી તેના શિરે છે પરતુ આજનો માનવી તુ મોટો નહિ, પણ માનવી તુ ખોટો. આ કહેવત સત્ય કરી બતાવે છે

મૃગાપુત્ર માતાને કહે છે સમય ટૂકો છે માટે ધર્મના ભાતાં બાધી લ્યો. સસાર અટવીમાં ભાતા વગર ચાલશે નહિ આ તક અણમોલી મળી છે, તેમા આત્માનું ઉર્ધ્વકરણ થાય તેમ કરજો. આ સબધમા વધુ અધિકાર અવસરે કહેવાશે



## વ્યાખ્યાન ૬૭ મું

સં. ૨૦૨૦ના ભાદરવા વદિ ૮ ને સોમવાર તા. ૨૮-૯-૬૪

સિદ્ધાત એટલે ત્રણે કાલે સિદ્ધ થયેલી વસ્તુ. પ્રભુએ સિદ્ધાત પ્રરૂપ્યા ઉત્તરાધ્યયનસૂત્રના ૧૯ મા અધ્યયનમા મૃગાપુત્ર માતાને કહે છે

**जहा गेहे पलित्तमि, तस्स गेहस्स जो पहू ।**
**सारभण्डाणि नीणेई, असार अवउज्झइ ॥२२॥**

પરમ તીર્થંકર ચોવીસમા જિનેશ્વરદેવ, સંપૂર્ણજ્ઞાન, દર્શન, ચારિત્ર્યના ધરનારા, પરમકૃપાળુ પરમાત્મા, જગતના જીવોને તારવા અર્થે, ન્યાલ કરવા અર્થે, પોતાનો કઇ સ્વાર્થ નથી, છતા પોતે જે ભાવે છૂટયા તે ભાવની અનુભવ સહિતની વાત પ્રગટ કરી બતાવે છે આ સસાર જન્મ, જરા, મરણથી બળી જળી રહ્યો છે આ સસારમા કયાય શાતિ નથી. ક્ષણે, ક્ષણે, આત્માના અનત ગુણોનો હ્રાસ થઈ રહ્યો છે અનત જન્મ મરણની ફાસીમાથી આત્માને ઉગારવો હોય તો ધર્મનુ શરણું લેવુ જોઈશે

ભક્તામરસ્તોત્રમાં માનતુંગ આચાર્ય પ્રભુની સ્તુતિ કરતા કહે છે જે "**त्वामेव सम्यगुपलभ्य जयन्ति मृत्युं**" તમારું શરણુ લે છે, આરાધે છે, તે મૃત્યુંજ્ય બને છે મૃત્યુને જીતવાનો રસ્તો હે મુનીન્દ્ર! અન્ય કોઇ સ્થળે નથી ચોકખો શુદ્ધ કેવળી પ્રરૂપીત આ માર્ગ છે આ માર્ગે પ્રયાણ કરી અનતા જીવો સિદ્ધ થયા છે શિતળીભૂત થયા છે. આ

માર્ગનું આરાધન કરીશું તો નક્કી આપણા કર્મ ખપી જશે અને પરમાત્મા પદે પહોંચી જશું દરેક આત્મા સ્વતંત્ર છે સ્વતંત્રપણે ભાવ કરી શકે છે, અને જેવા ભાવ તેવું પરિણામ બંધના ભાવથી સંસાર વધે છે જે ભાવે બંધ તે ભાવે મોક્ષ નહિ અને જે ભાવે મોક્ષ તે ભાવે બંધ નહિ. આમ બંધ અને મોક્ષના રસ્તા જુદા જુદા છે વિષય, કષાય, રાગદ્વેષ, માન માયા, લોભના સેવનથી મોક્ષ છેટો છે મોક્ષ જોઈતો હોય તેણે વિચારી ભાવોથી સકલ કર્મોથી નિવૃત્ત થવું પડશે.

આત્મા પોતે નિશ્ચયનયે મોક્ષ રૂપ છે, મુક્ત સ્વરૂપ છે મોક્ષ જીવનો થાય છે, કાંઈ જડ–દેહનો થતો નથી. મોક્ષ પામવાની લાયકાત જીવ ધરાવી શક્યો છે પુરુષાર્થ કરે તો પરમ પદની પ્રાપ્તિ કરી શકે છે આ પદ પોતાના ઘરનું છે સિદ્ધ દશા એ અસલી ઘર છે, જ્યારે અત્તિ તે તો ભાડૂતી ઘર છે આ ઘરમાં તો નોટિસ આવે કે ઝટ ખાલી કરો. તો છોડી દેવું પડે છે ટાઈફોઈડ થયો, તેમાં માંડ બચ્યા તો અકસ્માત થયો, તેમાં કાંઈક બચ્યા તો ન્યુમોનિયા થઈ આવ્યો એમ ટૂંકું ટૂંકું થતો બચ્યો, પણ આવતી કાલે મર વાનો નથી એમ ખરું ? ના ; એક વખત તો જવાના.

અવસર બેર બેર નહિ આવે,
જ્યું જાને ત્યું કરલે ભલાઈ જનમ જનમ સુખ પાવે...અવસર
તન છૂટે ધન કૌન કામકો, કાયકું કૃપણ કહાવે
જ્ઞાન દ્યાન પ્રભુ ભક્ત જ ધર્મ
સમઝી સમઝી ગુણ ગાવે... અવસર

જ્ઞાની કહે છે ગર્ભજ મનુષ્ય સંખ્યાતા છે ન્યુનઅધિક વિરતિ પામી શકતા નથી. શ્રાવકપણું પણ અંગીકાર કરી

શકતા નથી. જુગલિયા કાળ કરીને દેવલોકમાં જાય. સમૂર્ચ્છિમ મનુષ્યો અપર્યાપ્તા જ મરી જાય છે, ફકત પંદર કર્મ ભૂમિના મનુષ્યોમાંજ મોક્ષની લાયકાત છે, તેમાં તમારો નબર લાગે તો કેવું સુંદર ? હવે ધર્મ કરવો છે, કે ધન પાછળ જોરશોરથી પાપ કરવાં છે ? શું કરીએ, સસારી છીએ, એવી દલીલ કરી પોતાની નબળાઈ (પાપ) છૂપાવે છે. પણ તમને કોણ સાધુ કહે છે ? તમે માર્ગાનુસારી પણ નથી એમ કહેવું ને ? સમકિત સંમુખ થનાર જીવ ન્યાયસપન્ન દ્રવ્ય મેળવે, એ પહેલો બોલ છે જ્યારે આજે કેટલા છળ--પ્રપચ કરી ધોળે દહાડે ધોળે કપડે ધોળામાં ધૂળ નાખે છે ? કર્મ ઉદય-માન થશે, ત્યારે ત્રાહિ ત્રાહિ પોકરાવશે, પછી ત્યા તમારુ કઈ પણ ચાલશે નહિ

કરી લ્યો હિસાબ, તમે પુણ્ય ને પાપનો,
જાવું તો પડશે, છૂટકો નથી કોઇના બાપનો.
આજ નહિ તો કાલ છે, જીવન દહાડા ચાર છે,
જીવાભાઈ જુઓને, જરા પાછું વાળીને.
જીવન એળે જાય છે, મૂરખ શું મલકાય છે,
જીવાભાઈ જુઓને, જરા પાછું વાળીને

જીવાભાઈને ભલામણ કરે છે. જિદગીમા કેટલુ સારુ અને કેટલુ ખરાબ કર્યું તેનો હિસાબ કર. કયુ પલ્લું નમે છે ? દરેક જીવને જીવાભાઇ કહી સબોધ્યો છે **सिद्धा सिद्धिं मम दिसन्तु** કાળા વકેમ કરે અને પછી કહે, મારે સિદ્ધપદ જોઇએ છીએ. આ ઢગ છે માગવાના ! લાયકાત પ્રગટાવો તો જરૂર મળે આચારાગસુત્રમા ભગવાને કહ્યુ છે હે પુરુષ ! તું સત્યનું સેવન કર જિદગી થોડી છે, માથે મોતના નગારાં વાગી રહ્યાં છે કાળરાજાનુ સૈન્ય કૂચ કરતુ આવી રહ્યુ છે.

છતાં કેટલા કાવાદાવા, પ્રપંચો ? માટે કહે છે કાળો પુઅ સમ્મસ્સાણાપ સે ટવઠ્ઠિપ તીથ કર દેવની સત્ય આજ્ઞામાં ઉપસ્થિત થાય છે

ભગવતી સૂત્ર.– "નિગ્ગ ંથ પાવયણં પુરઓકાઉ વિહરઇ' જે ભગવાનની આજ્ઞા આગળ કરી ચાલે છે, આચારાંગ 'से मेहावी मार तरति' તે મરણને તરી જાય છે "नत्थि मग्ग विरयस्स तिबेमि તેને માટે રઝળવાની ચાર ગતિ નથી પાંચમી સિદ્ધગતિ તેને માટે ખુલ્લી જાય છે તમને બીક લાગે છે કે હાય, હું મરી જઇશ, પણ તમે કેટલા મોત કરીને આવ્યા છો ? હિસાબ નીકળે તેવું છે ? ના અનાદિ કાળથી રઝળતો, કુટાતો, પીટાતો, છેદાતો, ભેદાતો, મુસાફર અહીં સુધી તો પહોંચ્યો, મનુષ્યભવ પાંચ ઇન્દ્રિય આર્ય ક્ષેત્ર, ઉત્તમકુળ, સદ્ગુરુનો જોગ વીતરાગની વાણી સાંભળવા મળી મોક્ષમાર્ગ મળ્યો હવે જો રઝળવાનું થાય તો આ બધું મલ્યું, ન મલ્યા બરાબર ગણાયને ? હવે ભવિષ્યમાં ભવ નથી જોતા તેમ આત્માથી નક્કી કરો પરિમિત આયુષ્યમાં અપરિમિત સંસારને પરિમિત બનાવો

એક રાજાએ એક માણસને કૂવા ઉપરની સડેલી જાળી ઉપર સડેલી ખુરશી ઉપર બેસાડયો નીચે ઊંડો કૂવો છે ઉપર સુતરના તાંતણે લટકતી ધારદાર તલવાર છે એની પાસે બત્રીસ પ્રકારના શાક અને તેત્રીસ પ્રકારના પકવાનની થાળી પીરસી છે આમાં તેને ખાવું શું ભાવે ? બત્રીશબંધ નાટકના ધમકાર પડે છે પણ બિચારાને મૃત્યુના ભયમાં ઇન્દ્રિયોના એકે વિષયસુખોમાં રસ પડતો નથી. એક મરણની જ્યારે આટલી બીક છે તો અનંતા જન્મ-મરણની બીક કેટલી

હોવી જોઈએ ? પણ તમે તો ભડના દીકરા ગરાને ! બીક જ ક્યા છે ? અનતા જન્મ–મરણ થયા છે, ભવિષ્ય કાળ પણ અનતો છે હવે જો છૂટવુ હોય તો મોક્ષનો ધ્યેય પ્રગટાવો. નારકી, તિર્યંચ, મનુષ્ય, દેવ અને સિદ્ધ એ પાચ ગતિમાથી કઈ ગતિમા જવાનુ છે ? તેને માટે તમારુ જીવન તપાસો જગત તમને ચોથા આરાના નમૂના કહી દે, દ્રઢધર્મી–પ્રિયધર્મી કહી દે, તેથી શુ વળ્યુ ? મેટ્રિકના પેપર એકડાવાળો શુ જોઈ શકે ? એતો M. A. વાળો જ જોઈ શકે, તેમ આપણા માર્ક્સ કેવળી ભગવાન જ આપી શકે. કા પોતે જુવે તો ખબર પડે કે પોતે કયા ઊભો છે ? પાપ બાધીને પોરસ કરનારા, વિચારો ! કર્મ બાધતી વખતે મીઠા લાગે પણ ભોગવતી વખતે કોઈ બચાવી શકશે નહિ. ત્યારે ધર્મ એક જ આધારભૂત રહેશે આ સસાર મોહજાળ છે

પાપ તણા પડછાયા પડે, ને પુણ્યની પાંખો તૂટે. પુણ્યની
જાણીને જકડાયો હું, તો બંધન ક્યાંથી છૂટે. બંધન..
સાજ બસૂરા વાગી રહ્યા છે, લાજ રહી લુંટાતી માયા..
સુખની છાયા ક્યાય નથી, પણ માયા નથી મૂકાતી (૨)
મૃગજળ સરીખા સુખ છતાં યે, તૃષા નથી છીપાતી.

શ્રીમતો જાણે એમ જ સમજે છે, કે આપણે શ્રીમતો જ રહેવાના ગરીબી કદી આવવાની જ નથી સાજો જાણે કે હુ માદો થવાનો જ નથી. પરિગ્રહવાળા એવુ માને છે કે આ બધુ આમને આમ રહેશે, પણ જ્યારે પાપનો ભડાકો બોલશે, ત્યારે હસી હસીને બાધેલા કર્મ, રોઇ રોઇને ભોગવતા પણ છૂટકારો થવો મુશ્કેલ છે, ત્યારે પારાવાર દુઃખ થશે એરોપ્લેનની પાખ તૂટે પછી કઈ દશા ? તેમ જ્યારે પુણ્યની પાખ તૂટી જશે પછી જ્યા ને ત્યા હડસેલા

મળશે, અપમાન થશે, સહુ કોઈ તોછડાઈથી વર્તશે, શરીર પણ કહ્યું નહિ કરે સંતાનો, સ્વજનો પ્રાણપ્યારી પત્ની પણ ફરી જશે. હવે નવાં પાપ નથી કરવાં તે નક્કી કર. જે કર્મ કર્યો, તે ઉદયમાન થાય તેને મોટા ભૂપ પણ આડો હાથ દઈ શકે નહિ. જે વસ્તુ અનિત્ય—અશાશ્વત છે, જ્ઞાનીઓ જેને છોડીને નીકળી ગયા છે, તે પુદ્‌ગલના લોભાની તમને શી બળતરા છે! જેનું અંદરથી છૂટ્યું તે મરતી વખતે પરમ શાંતિથી મરશે અને જેને અંદરથી છૂટયું નથી તે મરતાં સમયે રૂપાળી રંભા જેવી પત્ની સામે, તિજોરી સામે જોઈ રહેશે. વીણામાં બસૂરા તાર હોય તેને ખેંચવા પડે, નહિ તો બસૂરા સૂર નીકળે, તેમ તમારી જીવન વીણામાં કેટલા બસૂરા તાર છે! સંસાર અને મોક્ષ બન્ને જોઈએ છીએ, એમ બસૂરું જીવન નહિ ચાલે. ચોરાસીના ચૌટામાં આત્માનું લિલામ થઈ રહ્યું છે, છતાં જીવને સંસારની માયા મુકાતી નથી. જન્મ, જરા, મરણથી આ સંસાર બળીઝળી—પ્રજળી રહ્યો છે આવા સંસારમાંથી જીવને સુખ શાંતિ જોઈએ છીએ, તે કદી નહિ મળે. લક્ષ્મી—ગણેશ ચોપડાપૂજન કરી શું માંગો છો? બધાએ એક જ ચોપડિયે પૂજન કર્યું હોય—છતાં એકને લાભ અને બીજાને નુકસાન કેમ? અજ્ઞાની જીવ સમજતો નથી, કે પાપો જોર શોરથી કર્યા છે, તેના ઉદયમાન કાળે દુકાનમાં ખોટ જ આવે, હવે જે દુકાનમાં લાગલગાટ ખોટ જ આવતી હોય તો એકાદ બે વર્ષ રાહ જુવો, ત્રણ ત્રણ વર્ષ ખોટ જ આવી પછી તે દુકાન કાઢી નાખોને! તેમ આપણે અનંતકાળથી જીવના વેપાર—ધંધામાં ખોટ જ ખાધી છે, અવગુણ જીવ જેવું કે કામ, ક્રોધ, માન, માયા લોભ, ઈર્ષા આ બધાં

ખોટના ખાતા છે, નુકસાનીનો વેપાર છે. મધ દરિયે નાવ ડૂબાવે તેવા તેના ધંધા છે.

**નાવ તરે ભવસાગર તારી, ખાડો લાવી ખુંચાડીશમાં,**
**તારી શકે તો તારજે જીવડા, બીજાને બુડાડીશમાં.**

સંસારસમુદ્રમાં આ જીવન નાવ ચાલ્યું જાય છે હવે આ નાવને તારવી છે કે ડુબાડવી છે ? આ સંસાર-સમુદ્રમાં વિષય–કષાયના આવર્ત પડે છે, જે નાવને અટવાવે છે.

રમા નામની એક બાઇ સદ્‌ગુણી, સહનશીલતા વાળી અને ગુણીયલ છે, સંસ્કારી છે પણ રૂપમાં કદરૂપી છે. તમે સંસ્કાર જુવો છો, કે કરિયાવર ? આજે પતંગિયા જેવાઓ રૂપમાં મોહે છે, પણ ગુણુને જોતા નથી શ્રીમંત મુરતિયા તો કદરૂપતાને હિસાબે મળી શકતા નથી. છેવટે કોઈ એક ગરીબ મુરતિયો ગોતે છે. બાઈના લગ્ન કરી નાખ્યા, બાઇ સાસરે ગઇ, સાસુ કુસંસ્કારી છે. આખો દિવસ વાગ્બાણુ છોડતી જ રહે છે, સાસુ ઘેર જઈ પથરણું મૂકે, કે ટક ટક શરૂ કરે

સજ્જન પુરુષ કરે ટકોર, બીજા કરે તે ટક ટક. ટકોર બનાવે ચકોર, તેજસ્વીને ટકોર બસ છે ટકોર ટૂંકી હોય છે અને તે પણ તક જોઇને કરાય છે કોક કોક વખત કરાય તે ટકોર, રોજ રોજ કરાય તે ટક ટક જાણે પોતે જ ભાર ખેંચતી હોય । જ્ઞાની કહે છે, સમતાના પાઠ શીખો માણુસને પત્થર વાગ્યો હોય, તો જરા વાર તમ્મર ચડી જાય છે તેની અસર રહે છે તમે વ્યાખ્યાન સાભળો છો તો તેની અસર કેમ રહેતી નથી ? ડોલમાં ચાળણી મૂકી હોય તે ભરી દેખાય, પણ બહાર કાઢો ત્યાં ખાલીખમ, તેવા શ્રોતા ઉપાશ્રયમાં વ્યાખ્યાન સાભળતા હોય ત્યાં સુધી વૈરાગ્ય રસમાં તરબોળ દેખાય, જેવા બહાર

નીકળે, પરે દુકાને જાય ત્યાં એવાને એવા વૈરાગ્યના પૂર ઓસરી જાય રમાના જીવનમાં સહનશીલતા છે, સામે કપરા નિમિત્ત છે નણંદ તો જાણે રાંદલનો ઘોડો જોઈ લ્યો. રમા એક વખત પતિને કહે છે તમે ઝટ મુંબઈ ભેગા થઈ જાઓ તો સારું! પતિ કહે છે હું અહીં બેઠો છું, છતાં તારા માથે છાણા થપાય છે તો પછી હું બહાર ગામ જઈશ તો તારી શી દશા થશે? રમા કહે છે તમે મારી ચિંતા કરશો નહિ હું બાબાને મોટો કરીશ, મૂંગે મોઢે બધું સહન કરીશ, પણ તમે મુંબઈ જાઓ તો દેવામાંથી ઉગરી શકાય

બાઈએ પતિને પરાણે મોકલ્યો પતિ પરદેશ કમાવા ગયો બાઈએ શિખામણ આપેલી કે જ્યાં જાવ ત્યાં ધર્મને, શેઠને અને નીતિને વફાદાર રહેજો સત્ય, નીતિ અને પ્રમાણિકતા સાચવજો. એ શિખામણ રમણલાલે ઘટમાં ઉતારી કોઈ શેઠને ત્યાં નોકરી મળી ગઈ ચાલચલગત સારી જોઈ શેઠે ભાગીદાર બનાવી દીધો પરદેશમાં નવા બંગલા થઈ ગયા દેશમાંથી માતા, ભગિની પત્ની, પુત્રને તેડાવી લીધા છોકરાને સારી રીતે ભણાવ્યો, સાસુ અને નણંદે ઘોડા ઉપાડયા. બાલ્યવયથી બાળકના માનસમાં એમ ઠસાવ્યું કે આ તારી મા નથી પણ કામવાળી છે

રમણલાલ મોટા શેઠ થઈ ગયા મધ હોય ત્યાં માખીઓ આવે જ એમ હળવા-મળવા અનેક મિત્રો આવે છે સૌને આશ્ચર્ય થાય છે કે રમણલાલના શ્રીમતી આવા કદરૂપાં કાં? બીજી કરવાની સલાહ આપે છે પણ જ્યાં એક બેઠી હોય ત્યાં બીજી લાવવી કઈ રીતે? એકવાર રમા હાથ જોડીને તેના પતિને પૂછે છે: મારો શો વાંક છે કે આપ સામું જોતા નથી.

રમણ શુ કરુ, ત્યારે મારી ગરીબાઈ હતી, નહિ તો તારો હાથ પકડત નહિ મારી શ્રીમતાઈમા તુ લજામણી લાગે છે પતિના વેણે રમાને જાણે આભ તૂટયો, છતા પુત્ર આશાએ મનવાળી રહે છે, પરતુ છોકરા નવનીતમા પણ માતાની અવગણના કરવી એ સંસ્કાર રૂઢ થવા લાગ્યા છે. માતા તરફ નફરત છે, અનાદર છે જ્યારે નવનીત મોટો થાય છે ત્યારે તેના લગ્ન લેવાય છે, જાન્ રવાના થાય છે ત્યારે સૌ સબધી, સ્વજન સ્ત્રીઓ મીઠડા લેવા જાય છે રમા કામકાજના ઢસરડામાંથી પરવારી પોતે પુત્રને મીઠડા લેવા આશાભરી જાય છે, જ્યા લાબો હાથ કરી પુત્રના મીઠડા લેવા જાય છે, ત્યા નવનીતલાલ પુત્ર કહે છે "છટ, આઘી રહેજે ! તુ મારા કપડા બગાડીશ, તારા હાથ ગદા છે, તુ કદરૂપી છુ'." આ શબ્દો રમાને બાણ જેવા લાગ્યા

મા બાપનુ માને નહિ, એ પુત્રને ધિક્કાર છે.
સેવા કરી જાણે નહિ, એ પુત્રને ધિક્કાર છે,
નાના થકી મોટા કર્યા ભીનાં થકી કોરા કર્યા,
ઉપકાર ભૂલે અભાગિઓ, એ પુત્રને ધિક્કાર છે માબાપ
મોજો કરે મનફાવતી, હોટેલ, સિનેમાની મહીં',
માબાપ મરે દાણા વિના, એ પુત્રને ધિક્કાર છે માબાપ
દેવું કરી પરણાવીયા, દાગીના વેચી અ'ગના,
દેવું ભરે નહિ બાપનુ, એ પુત્રને ધિક્કાર છે માબાપ.
પરણ્યા પછી નોખા થયા, લઇને લાડી સાથમાં,
માતા કરે જો વૈતરું એ પુત્રને ધિક્કાર છે માબાપ.

પુત્ર આશાના તાતણે રમતી રમાના, સેકડો માણુસની વચ્ચે પુત્રનુ આવુ બેહૂદુ વર્તન જોઈ દિલના તાર તૂટી ગયા બધા દુઃખ કરતા આ દુખથી તેનુ હયુ કાબૂ ગુમાવી બેઠુ. રમાને અતરમા બહુ દુખ લાગ્યુ બગલામા રાદલમા તેડયા

